# ભજન ભંડાર.



મળવાનું ઠે.-બુકસેલર. સાકરલાલ બુલાખીદાસ-અમદાવાદ.

# ભજન ભંડાર.

## ભજન ૧

ગુરૂ બ્રહ્મા ગુરૂ વિષ્ણુ, ગુરૂ દેવ મહેશ્વર;
ગુરૂરેવ પરિબ્રહ્મ, તસ્મૈ શ્રી ગુરૂવે નમઃ
મુકં કરોતિ વાચાલં, પંગુ લંઘયતે ગિરિમ્.
યત્કૃપા તમેહં વંદે, પરમાનંદ માધવમ. ૨
પ્રેમ સહિત શ્રી કૃષ્ણનું, કથા કિર્તન જ્યાં નિત થાય,
કોટી તીરથ આવી ત્યાં વસે, જેનું ભાગ્ય હોય તે ન્હાય.
ન્હાયો તે માટે પવિત્ર પ્રમાણું, તે વિના સર્વેને સુતકી જાણું,
જીવતાં ... સરખા સહુ તેહ ભુતલ ભાર કર્યો ધરી દેહ. ૩
વળી પરવારી સૌ કામથી કોઇ મૃત્યુ ન પામ્યા જન,
આ કીધું આ કરવું છે એમ કરતાં આવશે અંત.
અલ્યા અંત આવશે ને હરી કયારે કહીશ,
ચેત ચેત નહીં તો પસ્તાઇશ.
મરણ નહીં આવે કાનમાં કહીને,
થશે અંધારૂં ઓચીંતુ થઇને–સેવો શ્રી કૃષ્ણ ઉપાસના. ૪

## ભજન ૨

રણુછોડીયા તારો મુલક મારે જોવો છે
રણુછોડીયા લળી લળી લાગુ પાય

રણછોડીયા તારો મુલક મારે જોવો છે.

રણ—પીત્તળ લોટા જળે ભર્યા

રણ—દાતણ કરતા જાવો—રણછોડીયા તારો મુલક મારે જોવો છે

રણ—લળી લળી લાગુ પાય—રણછોડીયા તારો મુલક મારે જોવો છે

રણ—દહીં દૂધના ગગરા ભર્યાં છે

રણ—નાવણ કરતા જાવો—રણછોડીયા—રણ—લળી લળી૦

રણ—તાંબા તે કુંડીયેઃ જળે ભરી

રણ—નાવણ કરતા જાવો—રણછોડીયા—રણ—લળી લળી૦

રણ—કેશર ચંદન ઘસી મેલ્યાં છે

રણ—તીલક કરતા જાવો—રણછોડીયા—રણ—લળી લળી૦

રણ—સેવ સુંવાળી ને લાવશી

રણ—ભોજન કરતા જાવો—રણછોડીયા—રણ—લળી લળી૦

રણ—પાન સોપારી ને એલચી છે

રણ—મુખવાસ કરતા જાવો—રણછોડીયા—રણ—લળી લળી૦

રણ—સાગ સીંસમના ઢોલીયા

રણ—પોઢણ કરતા જાવો—રણછોડીયા—રણ—લળી લળી૦

રણ—નરસીંહનો સ્વામી શામળો

રણ—લળી લળી લાગુ પાય—રણછોડીયા—રણ—લળી લળી૦

---

## ભજન ૩

રંગ રસીયા રાય રણુછોડ છે
નીરખ્યાના મુજને કોડ છે
દરસનના મુજને કોડ છે
તીકમ માધવની જોડ છે. રંગ રસીયા૦
મુસ્તકે મુગટ કાનુમે કુંડલ
મુખ મોરલી ગમઘોર છે. રંગ રસીયા૦
ઓડાણે ગુજરાતમાં લાવીને રોપ્યો,
કલ્પતરૂનો એ છોડ છે. રંગ રસીયા૦
પ્રેમને વશ થઇ મુકી દવારકા,
આવી વસ્યા ડાકોરરે. રંગ રસીયા૦
ત્રીભોવન તારણ ભગત ઓધારણ,
એ તો મારા ચીતડાના ચોર છે. રંગ રસીયા૦
કહે હરીદાસ હરી શરણે રાખો,
એજ અમારૂં જોર છે. રંગ રસીયા૦

---

## ભજન ૪

તારો નેડો લાગ્યો મને રાજા રણુછોડરે,
રાજા રણુછોડરે રંગીલા રણુછોડર. તારો૦
અધમ ઓધારણુ નામ તમારૂં, માહાતમ તેનું મોટું રે,
ફરતાં ફરતાં તુજને સમરૂં, બાકી સરવે ખોટું રે. તારો૦

કાશી દેખી દેખી દ્વારકાં, તીરથ દેખ્યાં ઝાઝરે.
સતસંગતમાં બેઠો ત્યારે, મનડે મુકી માઝારે. તારો૦
ભવસાગરમાં બુડી પડયો હું, સગાં સંબંધી લુંટેરે,
દાસ છોટમ પર દયા કરો તો, ભવનાં બંધન છુટેરે. તારો૦

---

## ભજન ૫

શોભા શી કહુંરે ડાકોરની
મારા રઢીયાળા રણછોડની શોભા શી કહુંરે ડાકોરની
મારા અલબેલા ઠાકોરની શોભા શી કહુંરે ડાકોરની.
હાંરે તારૂં દેહ ગગનમાં ગાજે
હાંરે તારે મુસ્તકે મુગટ બીરાજે—શોભા શી કહુંરે. મારા૦
હાંરે ત્યાં તો ગોમતી ગંભીર ગાજે
હાંરે તારે દરવાજે નોબતં વાગે—શોભા શી કહુંરે. મારા૦
હાંરે સામે ડંકનાથનો આરો
હાંરે ત્યાં તો મેળો ભરાય બહુ સારો—શોભા શી કહુંરે. મારા૦
હાંરે તમે દ્વારકાના વાસી
હાંરે તમે ડાકોર કીધું કાશી—શોભા શી કહુંરે. મારા૦
હાંરે દેશો દેશોના સંગજ આવે
હાંરે સામગ્રીમાં સીરો ધરાવે—શોભા શી કહુંરે. મારા૦
હાંરે દાસ દાસના સ્વામીને મળજો
હાંરે દયા આવે તો દરશન દેજો—શોભા શી કહુંરે. મારા૦

---

## ભજન ૬

લેહે લાગી મને તારી, મોહનજી લેહે લાગી મને તારીરે;
દુનિયાથી રહી છું ન્યારી, મોહનજી લેહે લાગી મને તારીરે.
કામને વીસાર્યાં ને ગામને વીસાર્યાં,
મનમાં ચાહું છું મોરારી મોહનજી— લેહે લાગી૦
ખભે છે કામળી ને હાથમાં છે લાકડી,
ગોકુળમાં ગાયો ચારી મોહનજી— લેહે લાગી૦
સોળ સહસ્ર ગોપીયોને તમેજ વરીયા,
તોય તમે બાળ બ્રહ્મચારી મોહનજી— લેહે લાગી૦
બાઈ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ,
ચરણ કમળ બલીહારી મોહનજી— લેહે લાગી૦

---

## ભજન ૭

વાગે છે રે વાગે છે વંદ્રાવન મોરલી વાગે છે
એનો શબ્દ ગગનમાં ગાજે છે, વંદ્રાવન મોરલી વાગે છે.
વંદ્રા તે વનને મારગ જાતાં દાણ દધીનાં માગે છે—વંદ્રાવન૦
વંદ્રા તે વનની કુંજગલનમેં,
રાધા ને કૃષ્ણ બીરાજે છે— વંદ્રાવનમોરલી વાગે છે.
વંદ્રા તે વનમાં રાસ રચ્યો છે,
થૈ થૈ થૈ થૈ નાચે છે— વંદ્રાવન મોરલી વાગે છે.

અમે સુતા હતા ભર નીદ્રામાં,
નણદી વેરણ જાગે છે— વંદ્રાવન મોરલી વાગે છે.
બાઈ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ,
એના દરશનથી દુઃખ ભાગે છે—વંદ્રાવન મોરલી વાગે છે.

---

## ભજન ૮

હરિ વીના વહાણું ના વાહાય રે ઓધવજી
પ્રભુ વીના પળ ના રહેવાય રે ઓધવરાય અમને
મોર પીછાનો વાલે મુગટ બનાવ્યો
એની ગુવરીએ ઘમઘોર રે—ઓધવરાય અમને—હરી૦
મથુરા જાવો તો મુગટ મેલતા જાજો
એ રે આધારે દહાડા જાય રે— ઓધવરાય—હરી૦
આણી તેડે ગંગા ને પેલી તેડે જુમના
વચમાં ગોકુળ રૂડું ગામ રે— ઓધવરાય—હરી૦
જુમનાને તીરે વાલો ધેન ચરાવે
બનસી બજાવે નંદલાલો રે— ઓધવરાય—હરી૦
કનક કટોરામાં કેસર ઘોળાવું
મારા વાલાજીના વાઘા છંટાવું રે— ઓધવરાય—હરી૦
થોડા થોડા જળમાં માછલડીરે તલસે
તલસે તરશે જીવ જાય રે— ઓધવરાય હરી૦
વંદ્રા તે વનની કુંજ ગલીમાં
સોલસે ગોપીઓને મારો શામ રે— ઓધવરાય—હરી૦

સેરીયો ભલી પણ સાંકડી રે
નગર ઘણા પણ દુર રે— ઓધવરાય-હરી૦
બાઈ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ
કમળમાં બલીહારી રે— ઓધવરાય-હરી૦

પલક મત વીસરો રામૈ રામ પલક મત વીસરો રામૈ રામ
ગલેમેં તુલસીકી માળા મુખમે રામ રામ
હીરદેમે ઠસાવો શ્રી સારંગરામ—પલક મત વીસરો૦
હીરદેમે તેરા રામજી બીરાજે, સીતાજીકી શોધમેં
ખેલે હનમાન—પલક મત
નોકર ચાકર બોત ગુલામ રામા, અંતે નહી આવે કોઈ
તેરે કામ—પલક
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ નયણા કે પીયારે મેરે
સુંદીર શામ—પલક મત વીસરો રામૈ રામ.

## ભજન ૧૦.

રામૈ રામ રટોને જગમાં જે ડાહ્યા ને શાણા.
રામ રસાયણ મીઠો મેવો સકળ શાસ્રનો સાર,
ઉંચ નીચનો મેળ નહીને રામ રટેથી પાર—રામૈ રામ૦
પાઠ પુજા યોગ યજ્ઞ તે નામ સમા ન આવે રામ,
હરતે ફરતે સુતે બેઠે જો ઉભરાણો આવે—રામૈ રામ૦
યાજ્ઞવલ્કે કહ્યું ભારતદ્વાદને શીવ પારવતી નારી રામ
કાગ ભુસંડીએ કહ્યું ગરૂડને નીરખે નામ બલીહારી-રામૈ રામ૦

## ભજન ૧૧.

વંદ્રાવન મોરલી વાગેરે નંદાજીના હો લાલ
હાલો હાલો જોવાને જઇયેરે મોરલી વાગેરે નંદાજીના હો લાલ
પીળાં પીતાંબર પહેરીયાંરે નંદાજીના હો લાલ
જામા પહેર્યા જરીઆનરે, મોરલી વાગેરે નંદાજીના હો લાલ-વંદ્રા
માથે મેવાડી મોળીયાંરે નંદાજીના હો લાલ
ખભે ખંભાતી ખેસરે, મોરલી વાગેરે નંદાજીના હો લાલ-વંદ્રા
ભાલે તીલક કેસર તણારે, નંદાજીના હો લાલ
હડપચીએ હીરલાનું તેજરે મોરલી વાગેરે નંદાજીના હોલાલ-વંદ્રા
નાકે નવેસર શોભતારે નંદાજીના હો લાલ
ચુની છે લાલ ગુલાલરે, મોરલીવાગેરે નંદાજીના હો લાલ-વંદ્રા
કાને તે કુંડળ શોભતારે નંદાજીના હો લાલ
કંઠે એકાવન હારરે મોરલી વાગેરે નંદાજીના હો લાલ-વંદ્રા
હાથે હીરાના સાંકળાંરે નંદાજીના હો લાલ
દસે આંગળીએ વેઢરે મોરલી વાગેરે નંદાજીના હો લાલ-વંદ્રા
બાહે બાજુબંધ બેરખાંરે નંદાજીના હો લાલ
પોચી છે રતન જડાવરે મોરલી વાગેરે નંદાજીના હો લાલ-વંદ્રા
કેડે શોભે કટી મેખલારે નંદાજીના હો લાલ
પાયે ઝાંઝરનો જમકારરે મોરલી વાગેરે નંદાજીના હોલાલ-વંદ્રા
પગે રાઠોડી મોજડીરે નંદાજીના હો લાલ
હીંડે ચમકતી ચાલરે મોરલી વાગેરે નંદાજીના હોલાલ-વંદ્રા

સંગે રાધાજી શોભતારે નંદાજીના હો લાલ
થૈઇ થૈઈ રમીયા રાસરે મોરલી વાગેરે નંદાજીના હો-વંદ્રા
મેતા નરસાઇનો સ્વામી શામળોરે નંદાજીના હો લાલ
વાલે ફરી રમાડયા રાસરે મોરલી વાગેરે નંદાજીના હો-વંદ્રા

---

## ભજન ૧૨.

શ્રી રામનું ભજન તમે ભુલશો મા ભાઈ
વારેવારે મનખો આવશે નહી, તારો વારેવારે મનખો

કાચી કાયાનો રામ પીંડ બંધાણો
કાંકરે કાંકરે ઉડી ગયા કંઇ. વારેવારે—કાંકરે કાંકરે.

રાજા કંસ તો હતો મહા પાપી
અતી પાપે સોડો ધુળમાં થઇ. વારેવારે—કાંકરે કાંકરે.

રાજા રાવણ તો હતો હંકારી
અતી હંકારે ગઢ લંકા ગઈ. વારેવારે—કાંકરે કાંકરે.

વંદ્રા તે વનમાં રાસ રમ્યો છે
આજે આનંદની હેલી થઇ. વારેવારે—કાંકરે કાંકરે.

બાઈ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ
લખરે ચોરાસીની પીડા ગઇ. વારેવારે—કાંકરે કાંકરે.

---

## ભજન ૧૩

હું નહી જાઉંરે ગાવલડી ચારવાને જશોદા માતા
તમે શું કહો છો, ગોવાળીયા તો છેડ કરે છે ઝાઝા
મને પરભાતે વહેલો ઉઠાડે
મને ટાઢે તે પાણીયે નવરાવે
મને ઠંડી રોટલી ખવરાવે. હું નહી જાઉ૦
મને કાળીયો તો કાળીયો સહુ કહે છે
મને ગોવાળીઆ મેહેણાં દે છે
મને ગાયોની પાછળ દોડાવે— હું નહી જાઉ૦
મહા વનમાં વાઘ વરૂ રહે છે
તે દેખીને તન મારૂં ધ્રુજે છે
મા મોકલીને કેમ ઉંઘે છે— હું નહી જાઉ૦
ઘણાં ગંગાને જુમના પુર વહે છે
મહી મગર ને મહી મછ રહે છે
તેમાં બુડી જવાનો ડર રહે છે— હું નહી જાઉ૦
મને એપરી ને પેપરી રમાડે
મને ઝીણી સોટીનો માર મારે
મને ચમચમ વાગે છે— હું નહી જાઉ૦
દાસ પ્રીતમનો સુણજો દાવો
રસ પીયો ને પુરણ પાવો
તમે હરી ભજીને લ્યો લાહવો— હું નહી જાઉ૦

---

### ભજન ૧૨.

મારા વાલારે વંદ્રાવનની વાટે વહેલા આવજો
મારા વાલારે પ્રેમીજનને પ્રેમ કરી બોલાવજો
મારા વાલારે પ્રેમીજનના હૈડાં તો હરખે ભર્યાં
મારા વાલારે તે દેખીને ચીતડાં મારાં ત્યાં ઠર્યાં
મારા વાલારે જમુનાજીની અખંડ આરતી થાય છે
મારા વાલારે દરશન કરવા નરનારી સઉ જાય છે
મારા વાલારે ગોવરધન ઉપર ગઉધન ચરવા જાય છે
મારા વાહારે મહીયારીનાં મહીંડા લુંટી ખાય છે
મારા વાલારે વ્રજની નારી ઠપકો દેવા જાય છે
મારા વાલારે જસોદા માતા સોટી લઈને જાય છે
મારા વાલારે વંદ્રાવનમાં અખંડ રાસ રમાય છે.
મારા વાલારે નટવરજી નાચે ને ગોપીઓ ગાય છે
મારા વાલારે વંદ્રાવનમાં મીઠી મોરલી વાગે છે
મારા વાલારે માધવદાસ બલીહારી જોવા જાય છે.

---

### ભજન ૧૩.

મેલી દેને કાન કાનરે મારગડો મારો (૨)
છોડને પાલવડો મારો— મેલીદે.
વારે વારે તમને નંદ કુંવરને,
હજુ ન આવી સાન સાનરે મારગડો મારો–છોડ–મેલી

ઉભા ઉભા સાન કરો છો મોહના મારો છો બાણ,
બાણુરે મારગડો મારો—છોડ—મેલી.
હુમે મહીયારી રાજા કંસની કહીયે.
શેના માગો છો દાન દાનરે મારગડો મારો—છોડ—મેલી.
વાટે ને ઘાટે શાને રોકો છો,
તમને છે કંસની આંણુ આંણુરે મારગડો મારો—છોડ—મેલી.
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણુ
તમે છો નંદાજીના લાલ લાલરે મારગડો મારો—છોડ—મેલી.

---

## ભજન ૧૪.

મન માયામાં જાય ભક્તિ કરૂં કેમ શ્રીહરી,
મન મારૂં મુંઝાય ભક્તિ કરૂં કેમ શ્રીહરી. મન૦

જ્યારે ઉઠુ પ્રાતઃકાળ સાથે રડતા ઉઠે બાળ,
એ છે મોટી જંજાળ ભક્તિ કરૂં કેમ શ્રીહરી. મન૦

એને સમજાવું ઝટ એની કરૂં ખટપટ,
એને છાંના રાખું ઝટ ભક્તિ કરૂં કેમ શ્રીહરી. મન૦

ત્યાં તો દીન ચડી જાય પાઠ પુજા ન થાય,
જીવ ધંધામાં જાય ભક્તિ કરૂં કેમ શ્રીહરી. મન૦

નારી બોલે વચન ઘરમાં થોડું છે અન્ન,
કાલે ક્યાંથી ભોજન ભક્તિ યરૂં કેમ શ્રીહરી. મન૦

તમે કેમ થયા રાંક કાંઇક લાવોને શાક,
એમાં માહરો શો વાંક ભક્તિ કરૂં કેમ શ્રીહરી. મન૦
નારી બોલે છે એમ માહરે પહેરવા જોઇએ હેમ,
મારે કરવું તેનું કેમ ભક્તિ કરૂં કેમ શ્રીહરી. મન૦
આ જુઠો જંજાળ નારી જોઇ રહ્યો છે કાળ,
બળે બીની ઝાળ ભક્તિ કરૂં કેમ શ્રીહરી. મન૦
કહે વીઠલ મહારાજ પ્રભુ તમે રાખો લાજ,
કરો ભકતોના કાજ ભક્તિ કરૂં કેમ શ્રીહરી. મન૦

---

## ભજન ૧૫.

દીવામાં દીવેલ ખુટયું, હવે નથી વાર મુરખ મનમાં વીચાર
તું જાણે હુ જથાવાળો પુત્રને પરીવાર
અચિંતી આવી પડશે જમ કેરી ધાડ— મુરખ
જુવાનીનું લટકું આવ્યું છે દહાડાં ચાર
મનમાં મસ્તાનો હીંડે, છોગા મેલે ચાર— મુરખ
શુરો થઇને સામો આવે, બાંધે તરવાર
માથા ઉપર મરણુ ભમે, કોપી રહ્યો કાળ— મુરખ
લીલા વાંસની પાલખી ને શ્રીફળ બાંધ્યા ચાર
ડાભની દોરીયે બાંધ્યો ઉચકનારા ચાર— મુરખ
વન કેરી કાઠી ને છાતી ઉપર ભાર
કંચન જેવી કાયા તારી, બળી થાશે ખાખ— તુરખ

સગાં તારાં સ્વારથીયા, કરે કાગારોળ,
મસાણ સુધી વળાવીને ઘેર પાછા જાય— મુરખ
જીવ ગયો ક્યાં તેનો કરોને વિચાર
જે રામના સ્વામી સમરો, ઉતારે ભવ પાર— મુરખ

---

## ભજન ૧૬

તને જમડા લેશે લુંટી આંખ્યો કેમ ફુટી કેમ ફુટી

( સાખી )

જોતાં જોતાં જનમ વહી ગયો ને દેહ આવરદા ખુટી,
અજ્ઞાનપણામાં અવળો ચાલ્યો એમ કરતાં દોરી તારી
તુટી રે આંખ્યો કેમ ફુટી કેમ ફુટી— તને જમડા.

( સાખી )

કુડી કમાઇના ઢગલા કર્યાને વાતો કરી મોટી મોટી
અંતે જાતા રહેશો એકલા તારી સાથે નહી આવે એક લોટી રે
આંખ્યો કેમ ફુટી કેમ ફુટી— તને જમડા.

( સાખી )

કથા તો નીંદની કરીને વાતો લાગી ગળી ગળી
પરનારીમાં શું તું મોહ્યો તારી આંખ્યોમાં ગાલશે
સોયો રે, આંખ્યો કેમ ફુટી કેમ ફુટી. તને જમડા.

( સાખી )

મોટાઇમાં ફુલી ગયોને શેઠ પટેલ કેહવાયો મોટો
પણ મોટાઈ તો ખોટી થશે અંતે જમડા જપાટા મારે રે
આંખ્યો કેમ ફુટી કેમ ફુટી. તને જમડા.

( સાખી )

ચોરે બેસી ચાડીયો કરી ને હાથ હુકમ નહી સોટી,
કર્યાં કરમ ભોગવવાં પડશે તારી વેળા આવશે ખોટી રે,
આંખ્યો કેમ ફુટી કેમ ફુટી. તને જમડા.

( સાખી )

અંબારામ કહે પ્રભુ ભજી લ્યો સાર શબ્દ લ્યો લુંટી,
સેવા કરી લ્યો સંત પુરૂષની તેથી જશો ભવ છુટી રે;
આંખ્યો કેમ ફુટી કેમ ફુટી. તને જમડા.

---

**ભજન ૧૭**

કોને વાહાલા અમે ક્યાં જઇયે,
ઘરના તે ઘાટના અમે ના રહીયે. કોને૦
પંચાયન દેવોને પુજ્ય ગણી રે,
મેં તો ધાર્યાં તમને ધાર ઘણી. કો૦
ત:: હરી તમ માટે રે,
સતગુરૂ સેવું છું મારા સીર સાટે. કોને૦

દુરીજન લોકો મર્મ નવ જાણે રે,
પાછળ પડીયા છે પાડવા કાજેરે. કોને૦
ગોપાળ કૃષ્ણ પ્રભુ ગુણવંતારે,
અમને તારી લેજો બળવંતારે. કોને૦

---

## ભજન ૧૮

તારૂં ધન જોબન ધુળ થાશે કંચન જેવી કાયા તે રાખમાં રોળાશે.
આંદા પડશો જ્યારે સ્વાસ ઉપડશે ને નાકની ડાંડી મરડાશે.
અન્ન પાણી તારે ગળે નહી ઉતરે પછી લાંઘણો કરી જીવ જાશે,
આવું તારૂં૦

ખોખરી દોણીમાં તારી આગળ મેલસેને, મસાણે લાકડાં નંખાંશે
આરજણા તને બાળી ખોળીને, પછી પંચ મળી કાગળ લખાશે.
આવું તારૂં૦

એક બીજા વીના ઘડી ન ચાલતું, ને તેની તે તરીયા રંડાશે,
ભવોભવના એને છેટાજ પડશે, પછી બારણામાં ચુડો ભંગાશે.
આવું તારૂં૦

ભોજો ભગત કહે પુન દાન કર્યા વીના તે નરકે જાશે
અહીંયાનું હશે તે અહીંયાંજ રહેશે પછી પાછલાને દીવાળી
થાશે આવું તારૂં

---

## ભજન ૧૯

માને છે મારૂરે જાગીને જોને
તલભાર નથી કાંઇ તારૂંરે જાગીને જોને
માણેકને મોતીની દુકાનો જેણે માંડી
હિંડયા લઈ ફુટી હાંડીરે જાગીને જોને—માને છે મારૂ૦
ભંડાર ધનના ભરીયા ભુપાળે બજવી ભાલા
પણ ચાલ્યા ઠાલા માલારે જાગીને જોને—માને છે મારૂ૦
કીર્તીઓ જેના નાણાની સંભળાતી કાને
તે સુતા જઇ સમસાનેરે જાગીને જોને—માને છે મારૂ૦
સંચરતા હાથી ઘોડા હજારો જેની સાથે
તે હીંડયા ખાલી હાથેરે જાગીને જોને—માને છે મારૂ૦
કીધાં હોય હાથે કરીને કાંઇ પુન્ય દાન કોડે
તે જાય જીવની જોડેરે જાગીને જોને—માને છે મારૂ૦
રૂશીરાજ કહે રૂદીયામાં રહેનારો જેથી રીઝે
કામો તો એવા કીજેરે જાગીને જોને—માને છે મારૂ૦

---

## ભજન ૨૦

ગણગણ ઘાટનારે મુરખા મોતનારે માથે ચોઘડીયાં વાગે
ચોઘડીયાં વાગે સુતા હરીજન જાગેરે
આવી ભરાયા ઉજડ શહેરમાંરે માથે ચોઘડીયાં વાગે-ગણુ.
જુવાની દીવાની તારી કાલે જતી રહેસેરે
પાના ભરાશે તારા પાપનારે માથે ચોઘડીયાં—ગણુ.

જમના આગળ કોઇનું જોર ન ચાલેરે
નહીરે જુવેરે દીવસ રાતને રે માથે ચોઘડીયાં—ગણુ.
માતાપીતાને તારા કુટુંબ કબીલારે
કોઇ નહીંરે આવે તારી સાથમાંરે માથે ચોઘડીયાં—ગણુ.
રોહીદાસની ચેલી લીલાદે બોલીયારે
મારા સંતો નો અમરાપુરમાં વાશ છેરે માથે ચોઘડીયાં—ગણુ.

---

## ભજન ૨૧

મારાં મહીંડાં લુટીને કાન નાસી ગયો
નાસી ગયો કાન છટકી ગયો. મારા૦

( સાખી )

હું દોહોતી હતી ગાવડી બેઠી દુધને દોહી
છાનામાના આવીયા વાલા વેળા જોઈ
દહીં ખાધા પીધાને માટ ફોડી ગયો ( ૨ )
ફોડી ગયો જીવણુ ઢોળી ગયો ( ૨ ) મારા૦

( સાખી )

ગાય વરાવી કાનડે ગોપી સાથનો સાથ
ઓચીંતા પ્રભુ આવીયા હરીયે ઝાલ્યો હાથ
જોતાં જોતાંમાં હાથ મરડી ગયો ( ૨ )
મરડી ગયો જીવણુ નાશી ગયો ( ૨ ) મારા૦

( સાખી )

હરીવર તુજને નીરખવા ચડ્યા કદમને ઝાડ
હું પણ પાછળ થઈ પડી ખોળી ન આવ્યા હાથ
તે લાલ છેલ ત્યાંથી છટકી ગયો ( ૨ )
છટકી ગયો જીવણ નાશી ગયો ( ૨ ) મારા૦

( સાખી )

આવ્યા ગોકુલ ગામમાં ના મળ્યા દીનોનાથ
કોને સખી હું શું કરૂં હરી ના આવ્યા હાથ ( ૨
રાધેના સ્વામી પ્રભુ નાશી ગયા ( ૨ )
નાશી ગયો જીવણ છટકી ગયો ( ૨ ) મારા૦

---

## ભજન ૨૨

નાગર નંદાજીના લાલ રાસ રમંતાં મારી નથણી ખોવાણી
કાના જડી હોયતો આલ્ય રાસ રમંતાં મારી નથણી ખોવાણી
નાની નાની નથણી ને મહી ગણેરા મોતી
નથણીને કારણે રાધા જોતી જોતી—નાગર૦
નાની નાની નથણીને મહી જડેલા હીરા
નથણી આપોને મારા સુભદ્રાના વીરા વીરા વીરા—નાગર૦
એક એક મોતી મહી સોના કેરો તાર
સોળસો ગોપીમાં પ્રભુ રાખો મારો ભાર ભાર ભાર—નાગર૦
નાનેરી પહેરૂં તો મારે નાકે ના સોહાય
મોટેરી પહેરૂંતો મારા મુખપર ઝોલા ખાય ખાય ખાય—નાગર૦

આંબે બોલે કોયલડાને વનમાં બોલે મોર
રાધાજીની નથણીનો શામળીયો છે ચોર ચોર ચોર—નાગર૦
નથણીને કારણે મેં ઢુંડયું વૃંદાવન
નથણી આપોને મારા પ્રાણજીવન વન વન—નાગર૦
નથણી આપોને પ્રભુ નંદના કુમાર
નરસઇયાના સ્વામી ઉપર જાવું બલીહાર હાર હાર —નાગર૦

## ભજન ૨૩

મારી હુંડી સ્વીકારો મહારાજરે શામળા ગીરધારી
પ્રભુ એક તમારો આધારરે—શામળ ગીરધારી
મારી હુંડી શામળીયાને હાથરે—શામળા ગીરધારી
રાણાજીયે રઢ કરી વળી મીરાં કેરે કાજ
ઝેરના પ્યાલા મોકલ્યારે વાલે ઝેરના જાણનહારરે
શામળા ગીરધારી—મારી૦

સ્થંભ થકી પ્રભુ પ્રગટીયા; વળી ધરીયાં નરસિંહ રૂપ
પ્રહલાદને ઉગારીયો રે વાલે માર્યો હીરણાકષ્ય ભુપરે
શામળા ગીરધારી—મારી૦

ગજને વાલે ઉગારીયો, વળી સુદામાની ભાગી ભુખ
દોહલીવેળાના મારા વાલમારે, તમે ભક્તોને આપ્યાં ઘણાં સુખરે
શામળા ગીરધારી—મારી૦

પાંડવની પ્રતિજ્ઞા પાળી, વળી દ્રુપદીનાં પુર્યાં ચીર
નરસિંહ મહેતાની હુંડી સ્વીકારજોરે તમે સુભદ્રા બેનના વીરરે
શામળા ગીરધારી—મારી૦

સાડા ત્રણસો તીરથવાસી, ને રૂપીયા છે સો સાત
મ્હેલા પધારજો દ્વારકા રે એને ગોમતી નાહ્યાની ઘણી ખાંતરે
શામળા ગીરધારી—મારી૦

તીરથવાસી સૌ ચાલીયા, આવ્યા નગરની માંહે
આ શહેરમાં એવું કોણ છે રે, જેનું શામળશા શેઠ એવુંનામરે
શામળા ગીરધારી—મારી૦

નથી બ્રાહ્મણ નથી વાણીયા, નથી ચારણ નથી ભાટ
લોક કરે છે ઠેકડી રે, નથી શામળશા શેઠ એવું નામરે
શામળા ગીરધારી—મારી૦

રહેવાને નથી ઝુંપડું, ને જમવાને નથી જુવાર
બેટા બેટી વળાવીયાં રે, વળી વળાવી ઘર કેરી નાર રે,
શામળા ગીરધારી—મારી૦

ગરથ મારૂં ગોપીચંદન, ને તુલસી હેમનો હાર
સાચું નાણું મારો શામળો રે મારી દોલતમાં ઝાંઝ પખાજરે
શામળા ગીરધારી—મારી૦

તીરથવાસી સહુ ચાલીયા આવ્યા નગરની બહાર
વેશ લીધો વાલે વણીકનો મારૂં શામળશા શેઠ એવું નામરે
શામળા ગીરધારી—મારી૦

હુંડી લાવો હાથમાં વળી આપું પુરા દામ
રૂપીઆ આપું રોકડા મારૂં શામળશા શેઠ એવું નામ રે
શામળા ગીરધારી—મારી૦

હુંડી સ્વીકારી વાલે શામળે વળી અરજે કીધાં કામ
મેતાજી ફરી લખજો રે મુજ વાણોતર સરખું કાજ રે
શામશા ગીરધારી—મારી૦

---

## ભજન ૨૪

ધન જેણે હરી ગુણ ગાયા સંસારમાં,
બીજા સઉ જાણજો ભવૈયા સંસારમાં,
આરે સંસારમાં ને આરે અવતારમાં—ધન જેણે૦
હાથી ઘોડા સુખપાલ બેઠે શું થયું,
શું થયું મેળવી માયા સંસારમાં—ધન જેણે૦
કંઠ સહીને જમ કહાડશે પલકમાં,
દુર રહેશે સુત વીત જાયા સંસારમાં—ધન જેણે૦
દયા પ્રીતમ ભજો નંદના કુંવરને,
સફળ થશે એની કાયા સંસારમાં—ધન જેણે૦

---

## ભજન ૨૫

સાનું કરો કલ્યાણ દયાળુ પ્રભુ સૌનું કરો કલ્યાણ;
નર નારી પશુ પક્ષીની સાથે, જીવ જંતુનું તમામ—દયાળુ.
જગતના વાસીઓ સૌ સુખ ભોગવે આનંદે રહે આઠેપ્હોર—દયાળુ.
દુનીઆમાં દરદ દુકાળ પડે નહી લડે નહિ કોઇ જન—દયાળુ.
કોઇ કોઈનું બુરૂ ના ઇચ્છે સોનું ઇચ્છે સો સમાન—દયાળુ.
પોત પોતાના ધર્મ પ્રમાણે સર્વે ભજો ભગવાન—દયાળુ.

---

## ભજન ૨૬

દીલાદે ભીખ દરશનકી પ્રભુ તેરા ભીખારી હું,
ચલાકર દુર દેશનસે તેરે દરબાર મેં આયા;
ખડા હું દ્વારપે દીલમે તેરી આશાકા ધારી હું. દીલાદે.
ફીર્યા સંસાર ચક્કર મેં ભટકતા રાત દીન વીરથા,
વિના દીદાર કે તેરે હમેશાં મેં દુખારી હું. દીલાદે.
તુહી માતા પીતા બંધુ તુહી મેરા સાહાયક હે,
તેરે દાસોકે દાસકે ચરણુકા સેવકારી હું. દીલાદે.
મેરા હું પાપ દોસનસે ક્ષમા કર ભુલ કો મેરી,
ઓ બ્રહ્માનંદ સુણુ વીનતી સરણુમેં મેં તુમારી હું. દીલાદે.

---

## ભજન ૨૭

ભજ મુરખ મમતા મેલી, ભજ અંત સમયના બેલી;
જેની સંગે રહ્યો રંગ રેલી, તે મુકશે તને હડસેલી. ભજ૦
નહી રહે નાણુાની ઠેલી ઘરબાર હાટ હવેલી;
આવ્યો ત્યારે શું લાવ્યો, શું સાથમાં લઇ જાશો. ભજ૦
આવ્યાતા પુન્યી લઇને, જાશો ખાલી થઇને;
કહે દાસ પરસોતમભાઈ, તું ભજી લે ગોવીંદ ભાઇ. ભજન૦

---

## ભજન ૨૮

ભુતળ ભક્ત પદારથ મોટુ બ્રહ્મલોકમાં નાહીરે
પુન્ય કરીને અમરાપુરી પામ્યા અંતે ચોરાસી માંહીરે. ભુતળ
હરિના જનતો મુક્તિ નામાગે, માગે જનમોજનમ અવતારરે
નીત્ય સેવા નીત્ય કીરતંન ઓછવ, નીરખવા નંદકુમારે. ભુત
ભરતખંડ ભુતળમાં જનમી, જેણેરે ગોવીંદના ગુણ ગાયરે
ધનધન એની માત પીતાને, સફળ કરી એણે કાયારે. ભુતળ
ધન વંદ્રાવન ધન એ લીલા, ધન એ વ્રજના વાસીરે
અષ્ટમા સીદ્ધિ આંગણીયરે ઉભી, મુક્તિ છે એની દાસીરે. ભુતળ
એ રસનો સ્વાદ શંકર જાણે, કે જાણે શુક જોગીરે
કંઇયેક જાણે વ્રજની ગોપી જાણે નરસીયો ભોગીરે. ભુતળ

---

## ભજન ૨૯

દોરંગા સાથે નવ બેસીએજી
એમાં પત પોતાની જાયરેજો. દોરંગા.
ઘડીમાં ચડે ઘડીમાં રંગ ઉતરેજી
ઘડીમાં વેરાગી બની જાયરેજો. દોરંગા.
ઘડીમાં ગુરૂ ઘડીમાં ચેલકાજી
ઘડીમાં પીર થઇને પુજાયરે જો. દોરંગા.
કામી કપટીને લોભી લાલચુજી
એતો પરને દુઃખે ન દુખાયરે જો. દોરંગા.

ગુરૂ પરતાપે જીવણુ બોલીયાજી
એતો નિશ્ચે ચોરાસી લઇ જાયરેજો. દોરંગા.

---

## ભજન ૩૦

મારા શામળીયાજી શેઠ ( ૨ ) તમે અમને લઇ ચાલોં વૈકુંઠ ઠેઠ.
સુદામાનું સંકટ હરીયું, મુષ્ટિક તાંદુળ માટે
કરમાબાઇનો કુર જમીયા, જુગદીશ પાછલી રાતે. મારા ( ૧ )
અહલ્યા નારી ગૌતમની પ્રભુ ચરણુ રજથી તારી,
સવરી કેરાં એઠાં બોર આરોગ્યાં ગીરધારી. મારા. ( ૨ )
કુબજા દાસી કંસની પ્રભુ ચંદન માટે સ્થાપી
ઝેર ભરીને માસી આવી, જશોદા પદવી આપી. મારા. ( ૩ )
દ્રોપડી પોકારે વીઠલ, દવારકાંથી આયે
કૌરવની સભામાં હરજી ચીર લઇને ધાયે. મારા. ( ૪ )
મીરાં ઉપર ક્રોધ કર્યો રાણાએ હરજી જ્યારે,
હેત કરીને રાધા વરે ચાંપ્યા રૂદીયા સાથે. મારા. ૫ )
કર જોડી ગોપીજન કહે છે, વહાલા ના વીસારો,
અમે તમારે શરણે રહીએ ભવસાગરથી તારો. મારા. ૬ )

---

## ભજન ૩૧

હાંરે હરી તમે મારા ને હું તમારો
જાણી પોતાનો મને તારોરે.....................હરી

આનુ તમારૂં નાટે શરણેરે લેજો,
અવગુણ ના જોશો મારારે..................હરી
મને તો વાલું હરી નામ તમારૂં
સંસાર લાગે બધો ખારો રે..................હરી
કામ ક્રોધ મારી કેડે પડયા છે
કુડ કપટ મારા કાઢો રે,..................હરી
મહેર કરીને મહારાજ પધારો,
અંત સમય એક દહાડો રે..................હરી
દાસ નારણસીંગ ગુરૂ કૃપાએ;
આવ્યાં કારજ મારાં સારોરે..................હરી

---

## ભજન ૩૨

કોઈ મને કૃષ્ણ દેખાડોરે મધુવનમાં
કોઈ મને પ્રભુજી મીલાવોરે શ્રીગોકુળમાં
કોઈ મને રણછોડરાય મીલાવોરે શ્રી ડાકોરમાં. કોઇ મને
મેરી મતી હેરી તેરો મરમ ન જાણે
વનમાં ફરે વાલો તનમાંરે વધુવનમાં કોઇ મને
સકલ વન ઢુંડયાં સકલ વ્રજ ઘેર્યાં
અતીસે ઉદાસી મારા તનમાંરે મધુવનમાં, કોઇ મને
અમર ચીર પહેયા મેઘાડંમર ઓઢયા
ફુલડાં વીણંતી બાગનમાંરે મધુવનમાં. કોઇ મને

ફાટંતા ચીર કાંઇ હાર મારા તુટયાં,
નીર ભર્યારે લોચનમાંરે મધુવનમાં. કોઇ મને
સુરદાસ કહે પ્રભુ તુમારે મીલનકો,
અતીસે ઉલટ મારા તનમાંરે મધુવનમાં. કોઇ મને

## ભજન ૩૩

પારણે ઝુલો હો લાલ—પારણે ઝુલો હો હાલ;
કાનુડાને પારણે ઝુલાવો હો લાલ.
માહારા લાલજીને પારણે ઝુલાવો હો લાલ.
માહારા અલબેલાને પારણે ઝુલાવો હો લાલ-પારણે૦
નટવર નાના કુવર કનઇયા,
નંદ કેરે દ્વાર પધાર્યા હો લાલ. પારણે૦
સોનાનું પારણુને રેશમની દોરી,
હરખે માહારા કાનને ઝુલાવો હો લાલ- પારણે૦
કોઇ લાવે દહીને કોઇ લાવે દુધડાં
બાલુડાને નાવણ કરાવો હો લાલ- પારણે૦
કોઇ લાવે કંકુ ને કોઇ લાવે કેશર;
બાલુડાને તીલક કરાવો હો લાલ- પારણે૦
કોઇ લાવે માખણને કોઇ લાવે મીશરી,
બાલુડાને ગળવણ કરાવો હો લાલ- પારણે૦
ચંદ્ર સખીનો સ્વામી શામળીયો,
નંદ કેરે દ્વાર પધાર્યા હો લાલ. પારણે૦

## ભજન ૩૪

બાનાની પત રાખ્ય પ્રભુ તારાં બાનાની પત રાખ્ય.
બાના માટે જો દુઃખ દેશો, તો કોણ જપે તારો જાપ. પ્રભુ.
ઝેર હતાં તે અમરીત કીધાં, રાખી મીરાંની લાજ૦ પ્રભુ.
રોહીદાસનું શ્રીફળ લીધુ ના જોઇ જાત કે ભાત૦ પ્રભુ.
તાતી કઢા તમે સીતળ કીધી, સુધનવાને કાજ— પ્રભુ.
મહેતાને મંડળીક મારવા આવ્યો, તારે કેદારો લવ્યા મધરાત
પંચાળીના તમે પટકુળ પુર્યાં, રાખી સભામાં લાજ— પ્રભુ.
પ્રહલાદની તમે પ્રતીજ્ઞા પાળી, થંભમાં પુર્યો વાશ— પ્રભુ.
તુલશીના સ્વમીને કહું કરજોડી અંતરની પુરજો આશ—પ્રભુ.

---

## ભજન ૩૫

તુજ વીના મોરી કોણ ખબર લે શ્રીગોવરધનધારીરે.
ઔરનકું તો ઔર ભરૂંસો, હમકુ આશા તુમારીરે, તુજ૦
મોર મુગટ પીતાંબર શોભે, કુંડલકી છબી ન્યારીરે. તુજ૦
પાણીની ઉપર પાર બંધાવી, સેન્યાતે પાર ઉતારીરે તુજ૦
ભરી સભામાં દ્રૌપદી પોકારે, લજ્જાતે રાખી મોરારીરે, તુજ૦
વંદ્રા તે વનને મારગ જાતાં, મલ્યા છે મોહન મોરારીરે, તુજ૦
વંદ્રાતે વનમાં રાસ રચ્યો છે, સોલસેં ગોપીમાં ગીરધારીરે તુજ૦
જાુમનાકે તીરે ધેનુ ચરાવે, બંસી બજાવે રંગ પ્યારીરે તુજ૦
વંદ્રાતે વનની કુંજ ગલનમાં, ખેલત રાધા નારીરે, તુજ૦
બાઇમીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ ચરણ કમળ બલીહારીરે તુજ૦

---

## ભજન ૩૬

જે દુઃખ થાયતે થાજો રૂડા રામને ભજતાં (ટેક)
પિંડ પડેતો પડવા દેજો, જીવ જાયતો જાજો, રૂડા.
ગ્ચે બાંધીને તળે અગ્ની પ્રજાળે, માર મુશળના ખાજો, રૂડા.
લોક નીંદે તેને નીંદવા દેજો, રાજા દંડેતો દંડાજો, રૂડા.
હરાજનોને દાસ રણછોડ કેહેછે, ગુણતો ગોવિંદના ગાજો રૂડા.

---

## ભજન ૩૭

ગોકુળ વેહેલા પધારજોરે.
મથુરા જાવો તો માહરા સમ હો લાલ
    ગોકુળ વહેલા પધારજોરે.
રથ જોડીને અકરૂડ આવીયારે.
એતો મને દુઃખડાંનો દેનાર હો લાલ ગોકુળ.

ઓજાય એજાય રથ મારા નાથનોરે,
વાંસે બેઠા હલધર વીર હો લાલ. ગોકુળ.

આગળ રાધાજી ઉભા રહયારે,
માહારા રૂદીયા ઉપર રથ ખેડો હો લાલ. ગોકુળ.

મેતા નરસઈના સ્વામી શામળોરે,
વાલે માહારે અમને રમાડયા રાસ હો લાલ. ગોકુળ.

---

## ભજન ૩૮.

હરીના નામનુંરે મેં તો જોને માંડયું હાટ
રામનામનું ભર્યું વસાણું જ્ઞાનનો છે ગલ્લો.
ભવસાગર છે મોટો દરીયો, પાર પડે તે ભલ્લો — હરીના
ચીત્તનો કીધો ચોપડો ને પાર વીનાની પુંજી,
હોરવું હોય તો હોરી લેજો કસ્તુરી છેમોંઘી — હરીના
ખરૂંજ લેશો ને ખરૂંજ દેશો ત્યારે તો તમે તરશો
કર્યા કરમ ભોગવવાં પડશે, નહી ચેતો તો મરશો—હરીના
જોઈ વિચારી વેપાર કરીયે જો રળીએ તો મલીયે
દાસ દવારકાં એમ કરી કહે છે, હરી ભજનથી તરીયે-હરીના

---

## ભજન ૩૯

અચ્છા મેરા દીનાનાથ મેરી શુધ લેના.
મેરી શુધ લેના રામા મેરી શુધ લેના- અચ્છા૦
સોનેકા સોનૈયા નાહિ રૂપેકા રૂપૈયા નાહિ
કોડી દમડી પાસ નાહિ કહાં જાકે રહેના- અચ્છા૦
માતા નાહિ પીતા નાહિ ઔર જોટી બંધવ નાહિ
એસા કોઇ દોસ્ત નાહિ કહાં જાકે રહેના- અચ્છા૦
ખેતી નાહિ વાડી નાહિ ઓર કુચ્છ ધંધા નાહિ
ઐસા કોઈ રાજા નાહિ કહાં જાકે રહેના- અચ્છા૦
કહેતા મલુખદાસ છોડી દો પરાઇ આશ
ગંગાકે કીનારે જાકે રામ નામ લેના— અચ્છા૦

---

## ભજન ૪૦

એ છે નીરાકાર સાકાર એનો કોઇ ન પામ્યા પાર (ટેક)
રૂષિષો હાર્યા મુનીયો હાર્યા, હાર્યા સંત મહંત (૨)
વેદ પુરાણો પાર ન પામ્યા, એવા ઇશ અનંત- એ છે૦
સહસ્ર અઠયાસી સિદ્ધ ચોરાશી, સનકાદીક સુકદેવ (૨)
ભાવ ધરીને ભજન કર્યાની, સૌને જુદી ટેવ- એ છે૦
રામ કહે કોઇ કૃષ્ણ કહે કોઇ દેવી કહે કોઇ શીવ (૨)
જેવુ જેના ગુરૂએ ગાયું, તે માને તે જીવ- એ છે૦
મંન્ત્ર તમારા ગુરૂ તમારા શસ્ત્ર અને વળી શેવ (૨
જ્યાં ફાવે ત્યાં પાપ તજીને, ભજજો જગના દેવ-એ છે૦

---

## ભજન ૪૧

ઘડપણમાં ગોવિંદ ગાશું ગુરૂરાજ;
અમે ઘડપણમાં ગોવિંદ ગાશું;
અમને હમણાં નથી નવરાશું. ગુરૂ૦ ૧
ગુરૂ જ્ઞાન અમે સાંભળ્યું તમારૂં,
મુક્તપુરીનું બતાવો છો બારૂં,
પણ અમારે કર્મે ચોટયું કારભારૂં. ગુરૂ૦ ૨
અમે મોટા કહેવાઈએ વેપારી,
રાત દીવસ કરવી મગજ મારી;
કથા કયારે સાંભળીયે તમારી. ગુરૂ૦ ૩

અમારે ઘેર છે ઝાઝું દુઝાણું,
નિત્ય સાચવવું સગાઓનુ ભાણું;
પ્રભુ રસની વાતો ક્યાંથી જાણું. ગુરુ૦ ૪
હજી બાંધવા છે બારસો માળા;
હજી થાવુ હજાર મીલવાળા;
ક્યાંથી ફેરવીયે તમારી માળા. ગુરુ૦ ૫
સાઠ લાખની પુંજીમાં શું કરીયે,
ક્રોડ અબજ તીજોરીમાં ભરીયે,
પછી નાતમાં મોટેરા થઇ ફરીયે. ગુરુ૦ ૬
પાંચ દીકરા વિલાયત ગયા છે,
વહુ દીકરીને કજીયા થયા છે;
એવા ઘરમાં ધમરોળ મચ્યા છે. ગુરુ૦ ૭
રાંડો કરમે નીકળી કજીયાળી;
વળી ગામમાં સાળાને સાળી;
નિત્ય મનાવવી પડે ભમરાળી, ગુરુ૦ ૮
સાઠ વરસની ઉમર થઇ અમારી,
તે શું આંખમા આવે છે તમારી;
હજી પરણવી છે નવલી નારી.. ગુરુ૦ ૯
સર નાઇટના ખીતાબો લઇશું;
વાઇસરોયને આ કારો દઈશું;
પછી ઠાઠડીયો ભેગા થઇશું. ગુરુ૦ ૧૦

---

## ભજન ૪૨

પંખી ાવના કોણુ માહાલેરે આ પંખી વિના કોણુ માહાલેરે
આ પાંજરીયામાં પંખી વિનાં કોણુ માહાલે
કાયા પાંજરીયું તારૂં નથી કાયમ રહેનારૂ
ન જાણીશ પડશે આજકે કાલેરે આ પાંજરીયાં
જબ જાશે હંસા ઉડી, પડી રહેશે માયા મુડી
જમડા આવીને ટોટો ઝાલેરે. આ પાંજરીયાં
વેપારી ઉઠીને ચાલ્યો હાટ મુકીને હાલ્યો
આ હીસાબ કોઇનો કોઇએ ના આપ્યોરે—આ પાંજરીયાં
ધમણુ પડી ગઇ છાની, અંદર અગ્નિ ઓલાણી
કોહોડો મુકીને લુંવાર ચાલ્યો રે. આ પાંજરીયામાં૦
પરણીને આવી વહેલી, ચહે લગી સગા સબંધી
ક્યાં પાંજરીઉ ખોળી બાળેરે. આ પાંજરીયામાં૦
પીંજર સાકળચંદ ગાવે, ભજીલેને પ્રભુને ભાવે;
આવાગમન મટી જાવેરે. આ પાંજરીયામાં૦

---

## ભજન ૪૩

અવસર આવ્યો છે રે ભાગીયા, સમજુને ડાહ્યા હતા તે જાગીયા
હરી રસ હેતે પીવાને લાગીયા, ભવના બંધન તેના
ભાગીયા૦ અવસર૦
અહ્યા માયા મદીરાના કેફમાંરે લોલ, તારો જીવડો ઝોલા
ખાયજોે૦ અવસર

મળ્યો મનુશ્યા દેહ મોગો મણીરે લોલ, અલ્યાકાદચું
મેળવ્યું ધુળજો૦ અવસર,
તેં કર્મ કર્યાતે બહુ ભાતનારે લોલ, અલ્યા કુરમતી દમડાને
માટે જો૦ અવસર,
જ્યારે દરશન થાશે જમરાજનારે લોલ તારી થર થર
કંપશે કાયજો૦ અવસર
જ્યારે પાના નીકળશે તારા પાપ નારે લોલ લેશે પળ પળના
હીસાબજો. અવસર૦
શ્રી દ્વારકેસલાલ એવું કહેરે લોલ, અલ્યા સોમાં નવાણુની
ભુલજો, અવસર.

---

## ભજન ૪૪

મહારો હંસલો નાનો ને દેવળ જુનું તો થયું,
જુનું તો થયુંરે પીંજર પડયુંતો રહ્યું રે. માહારો૦
કુડી કુડી કાયા રામા જુઠી જુઠી માયારે.
કુડા તો દીલાસા અમને દઇતો ગયો. માહારો૦
આરે કાયાની સાથે પ્રીતો બંધાણી રામા;
પડી ગયા દાંત રેખુ પડયું તો રહ્યુ રે, માહારો૦
કાયાનો ગઢ હંસા ડોલવાને લાગ્યોરે;
ઉડી ગયો હંસ પીંજર પડયું તો રહ્યું માહારો૦
બાઇ મીરા કહે પ્રભુ ગીરધરના ગુણ વાલા;
ભજન વીના અયુષ્ય એળે તો ગયું. માહારો૦

---

## ભજન ૪૫

હાથ ચક્ર ત્રિશુળ બીરાજે અલેક જગાવુ નગરીમાં
શ્રી કૃષ્ણના દરશન કારણુ આવ્યા સદાશીવ ગોકુલમે
મંદીર બેઠી જસોદા મૈયા અવાજ સુણીયા કાનુમે.
થાળ ભરી કંચન સોલાવ્યાં લીયો જોગેસ્વર ઝોળીમે,
ચાર ખુટકા સોના રૂપા ભર્યા હે માઈ મેરી ઝોળીમે,
શીવજી કહે માઈ હમ નહી લેવે–લઇ જાઓ અપને ઘરમે.
અમ જોગેસ્વર વનકા વાશી આયે દરશન કારણકું
તેરા બાલકકા દરશન કરકે ફેર જાવું મેરે બનકુ,
તમારા સરૂપ હે કાલાં પીળા સુરજ જેસી બાદલકી
મેરા બાલક તો કલકા જનમ્યા નજર લગે કોઇ સખીયનકી.
ચાંદા સુરજ નવલખ તારા ભજન કરે તેરા બાલકકા
એ બાલક તો સબકુ ડરાવે એ બાલક નાહી ડરનેકા
મનમેં સમજી ચલે જશોદા લઇ આવ્યા શ્રી કૃષ્ણકુ.
દોનુ નજર જ્યાં હુઇ એક ત્યાં, શીશ નમાવ્યા શંકરે
ચરણ ધોઈ ચરણામ્રત લીધા, સંગીનાદ બજાયા હે,
ચઉદ ભુવનકા નાથ શ્રી કૃષ્ણ સફળ જનમ માઇ તેરા હે.

---

## ભજન ૪૬

અમને ચાકર રાખોજી અમને ચાકર રાખોજી.
શામળીયા ગીરધારી લાલ ચાકર રાખોજી,

હજુરી ચાકર રહીશુ જી, હજુરી ચાકર રહીશું જી.
મોહન મોરલી વાળા આપ ચાકર રહીશું જી.
ચાકરીમાં સમરણુ માગું, દરશન માગું ખરચી
ભાવ ભક્તિ ઝાઝેરી માગું, ચારે વાતો સરખી. અમને.
જપ કરવાને બ્રાહ્મણુ સરજ્યા તપ કરવા સંન્યાસી
ભજન કરવા સંત સરજ્યા-વંદ્રાવનના વાશી. અમને.
રાઠોડા ઘેર દીકરી ને રાણાજી ઘેર નાર
શામળીયા તોરે કારણમેં મેંતો છોડ દીયો સંસાર. અમને.
ચાકર રહીશું ને બાગ બનાવશું નીત્ય નીત્ય સેવા કરશું
બાઇ મીરા કહે ગીરધરલાલા રાધે ગોવીંદ ગઇશું.

---

## ભજન ૪૭

થવાનુ ના થવાનું કે જગતમાં કોણુ હેવો છે.
ન જાણ્યું જાનકી નાથે સહવારે શું થવાનું છે.
સહવારે શુ થવાનું છે સહવારે શુ થવાનું છે
હતી શલ્યા રૂપે અહલ્યા જગતમાં વાત જાહેર છે
ન જાણ્યું જ્ઞાની ગઉતમે સહવારે શું થવાનું છે.
હતા કઉરવ અને પાંડવ જગતમાં મહાબળી જોદ્ધા.
નજાણ્યું ભીષ્મ જેવાએ સહવારે શું થવાનું છે.
રમ્યા જુગટુ સહુ સાથે વીભુતી સહુ ગયા હારી,
ન જાણ્યું ધર્મ જેવાએ સવારે શું થવાનું છે,

દક્ષકે યજ્ઞમેં જાકર તજી જબ દેહ સતીને,
ન જાણ્યું ભોળા શંભુએ સહુવારે શું થવાનું છે.

---

## ભજન ૪૮

મન માયાના કરનારારે જરી જોને તપાસી તારી કાયા
પુછી જોને તું પંડીત પુરાણુારે કોઇના અમર છે લેખ લખાયા
કાચી છે કાયા આ જુઠી છે માયાને માટીના ખેલ બનાયા
શાણુા હતા તે સમજીને બેઠા, બાલક બીચારા લપટાયારે-જરી.
લાખોની પાંખો ગઇ છે પીખાઇ જેની મુછ પર લીંબુ ઠરાયા
કાળના કોહાડેથી કોણુ બચ્યું છે રંક હોય કે ભલે રાયારે-જરી.
સંધ્યાના જેવા રંગ સોનેરીને વંઝાયે લાડ લડાવ્યા.
જોબનને ધન તંન એવાં સમજવાં પાણીમાંના પરપોટારે-જરી.

---

## ભજન ૪૯

ઈતના તુ કરના સ્વામી, જબ પ્રાણુ તનસે નિકલે.
ગોવીંદ **નામ** લેકર—ફીર પ્રાણુ તનસે નીકલે.
શ્રી ગંગાજીકા તટ હો—યા જુમનાજીકા બટ હો,
મેરે સાવરા નીકટ હો— જબ૦
શ્રી વંદ્રાવનકા સ્થળ હો-મેરે મુખમેં તુલશી દલહો.
વીષ્ણુ ચરણુકા જલ હો— જબ૦
સનમુખ શામ ખડા હો, બંસીકા સ્વર ભર્યા હો,
તીરછા ચરણુ ધર્યા હો— જબ૦

શીરસોહના મુકુટ હો, મુખડેપે કાળી લટ હો;
ચેહી ધ્યાન મેરે ઘટહો— જબ૦

જબ કંઠ પ્રાણુ આવે, કોઇ રોગ ના સતાવે,
યમ દરશન ના દીખાવે. જબ૦

મેરા પ્રાણુ નીકળે સુખસે, તેરાં નામ નીકળે મુખસે;
બચ જાઉં ઘોર દુખસે. જબ૦

ઉસ વક્ત જલ્દી આના, નહી શ્યામ ભુલ જાના,
બનસીકી ધુન સુનાના. જબ૦

યહ નેકશી અરજ હૈ, માનો તો ક્યા હરજ હૈ.
કુછ આપકા ફરજ હૈ. જબ૦

દાસકી એ અરજી–ખુદ ગર્જકી હે ગરજી;
આગે તુમારી મરજી. જબ૦

---

## ભજન ૫૦

કરો હરીકા ભજન પ્યારે ઉમરીયાં વીત જાતી હૈ.
પુર્વ શુભ કર્મ કર આયા, મનુષ્ય તન ધરણીમે પાયા;
ફીરે વિષયોંમે ભરમાયા, મોત નહી યાદ આતી હૈ.
કરો હરી૦

બાલાપણુ ખેલમાં ખોયાં, જોબનમે કામ વશ હોયા;
બુઢાપે ખાટ પર સોયા, આશ મનકો સતાતી હૈ. કરો હરી૦

કુટુંબ પરીવાર સુત દારા, સ્વપ્ન સમ દેખ જગ સારા;
માયાને જાલ બીછાયા, નહી એ સંગ જાતી હે૦ કરો હરી૦
જો હરીકે ચરણ ચીત્ત લાવે સો ભવસાગરકો તર જાવે
બ્રહ્માનંદ મોક્ષપદ પાવે વેદ વાણી સુણાતી હૈ, કરો હરી૦

---

## ભજન ૫૧

તેરી શરણ પડા મૈ આય નાથ મોહિ દે દરશન પ્યારા,
નાથ મોહે દે દરશન પ્યારા.
ગોકુલ ઢુંઢી મથુરા ઢુંઢી બીંદ્રાબન સારા;
કાશીપુરી સકલ ફીર ઢુઢી ઢુઢયાં હરદ્વારા. નાથ મોહિ૦
કોઇ વૈકુંઠ કૈલાસ બતાવે કોઈ સાગર પારા,
કોઇ કહે સબ જગકે ભીતર–વ્યાપક કરતારા. નાથ મોહિ૦
સંત બતાવે ઘટકે માંહી પરગટ ઉજીયારા;
કોઇ કહે એ અલખ નીરંજન સબશે હે ન્યારા, નાથ મોહિ૦
ચત્રુભુજા પીતાંબર સોહીએ શીસ મુગટ ધાર્યાં;
બ્રહ્માનંદ મેં દરશન પાઉં–જાવું બલીહારી, નાથ મોહિ૦

## ભજન પર

તુલસી મગન ભયો રામગુણ ગાયસે
રામગુણ ગાયસે ગોપાળ ગુણ ગાયસે તુલસી
કોઇ ચલે હાથી ઘોડા પાલખી મંગાયસે
સાધુ ચલે નંગેપગે કીડીયા બચાયશે. તુલસી

કોઈ ઓઢે સાલ દુશાલા કામળી મંગાયસે,
સાધુ ઓઢે ભગવી કફની ભભુત લગાયસે. તુલસી
કોઇ ખાવે સીરાપુરી લડુવા બનાયસે.
સાધુ પાવે સુકા ટુકડા ભોગ લગાયસે, તુલસી૦
સબ કોઈ ન્યાલ ભયે કુચ્યકંચનમે,
તુલસી ન્યાલ ભયે રામગુણ ગાયસે. તુલસી૦

## ભજન ૫૩

દો દીનકા જગમેં મેળા,
સબ ચલા ચલીકા ખેલા;
કોઈ ચલા ગયા કોઇ જાવે—કોઈ ગઠડી બાંધ સીધાવે;
કોઇ ખડા તૈયાર અકેલા, * સબ ચલા૦
કરી પાપ કપટ છલ માયા, ધન લાખ કરોડ કમાયા;
સંગ ચલે ન એક અધેલા. સબ ચલા૦
સુત, માત, નાર, પીતુ, ભાઇ, કોઇ અંત સહાયક નાહી;
કયોં ભરે પાપકા ઠેલા. સબ ચલા૦
યહ નાશવંત સંસારા, કર ભજન ઇશ્વિરકા પ્યારા;
બ્રહ્માનંદ કહે સુણુ ચેલા. સબ ચલા૦

## ભજન ૫૪

કયાં તું લાયા કયા લે જાયગા, વિના દીયે કુછ મીલતા હે,
દીયા લીયા તેરે સંગ ચલેગા, આગે ધર્મ તુમેરાં હે;
હરી નામકા સુમરણુ કર લે, દેને વાલા દાતા હે—કયા તું.

મટી ચુન ચુન મહેલ બનાયા, મુરખ કહે ઘર મેરા હે,
ના ઘર તેરા ના ઘર મેરા, એક દીન જંગલ સોના હે—ક્યા૦
કોડી કર કર માયા જોડી, જોડ જમીન પે ધરતા હે,
જેસી જીસકી કીસમત બાવા, એસા ઉનકુ મીલતા હે—ક્યા૦
કોઇ દીન ચડના હાથી ઘોડા, કોઇ દીન મલમલ ખાસા હે,
કોઇ દીન ઓઢના પતલીસી કમલી, કોઇ દીન જંગલ બાસા હે—ક્યા
એસી ભોમકા તંબુ બનાયા, જમી કુલીશે ભારી હે,
ચાંદા સુરજ દોઉમીજલ બનાયા, તેરી કુદરત ન્યારી હે—ક્યા૦
કહેત કબીરા સુનો ભાઇ સાધુ; તેરી કુદરત ન્યારી હે—ક્યા૦

---

## ભજન ૫૫

મારૂં મન મોહ્યું, વાસલડીને શબ્દે કાનુડા કાળા,
હું તો ઘેલી થઇ, ઘરમાં નથી ગમતું મારા વાલા
એતો વનમાં જ્યારે વાગે છે, મને બાણુ સરીખું લાગે છે.
એનો શબ્દ ગગનમાં ગાજે છે. મારૂં મન

એ અધર ઉપર ઉપર વાગે છે, સુણી અંતર મારૂં દાઝે છે,
મુને વેહની વેદના જાગે છે. મારૂં મન

એને તપની સાધન કીધી છે, વળી કૃષ્ણ કૃપાસીદ્ધ કીધી છે.
દયા પ્રીતએ કર લીધી છે. મારૂં મન

## ભજન ૫૬

**સ્વામી શ્રી વિદ્યાનંદજીની બનાવેલી સાખીઓ તથા પદ.**

ધન જોબનીયું જાયંગે, જેસે ઉડત કપુર;
મન મુરખ ગોપાલ ભજ, કયોં ચાટત જગધુળ— શ્રીમન.
એક બાત એકાંતમે સુન લો જગદાધાર;
તેરે મેરે કર્મ તો પ્રભુ કા કયા ઉપકાર— શ્રીમન.
તીન ટુક કોપનીકે, અરૂ ભાજી બીન લુણ;
તુલસી રઘુવીર ઉર બસે, ઇંદ્ર બાપડો કોણ— શ્રીમન.
ગોધન ગજ ધન બાજી ધન ઓર રતન ધન ખાન;
જો આવે સંતોષ ધન, સબ ધુલ સમાન— શ્રીમન
સંત સમાગમ હરીકથા, તુલસી દુર્લભ હોય;
દારા સુત અરૂ લક્ષમી, પાપી હું કે ઘર હોય— શ્રીમન.
જાકે રાખે સાંઇયા, મારી શકે નહી કોય;
બાલ ન બાંકો કરી શકે, જો જગ વેરી હોય— શ્રીમન.
કામ ક્રોધ મદ લોભકા, જબ લગ મનમે ખાન;
કયા પંડીત કયા મુરખ, દોનો એક સમાન— શ્રીમન.
રામ નામમેં આળસુ, ભોજનમે હુંશીઆર;
તુલસી એસે જીવકો, વારવાર ધિક્કાર— શ્રીમન.
કૃષ્ણ પ્રભુ કે નામપર, ત્યાગા ધન અરૂ ધામ;
આવેંગે વે નિશ્ચય હી, સમય પર કામ— શ્રીમન.

## ભજન ૫૭

અત્ર આવો પધારો અમોલા મેમાન અંતરના વહાલે વધાવીએ
અમ અંતરનું સ્વાગત સ્વિકારવા વાળી અંતરના ભાવને વધારવા
આપ આવો પધારો અમોલા મેમાન અંતરના વહાલે વધાવીએ
અમ દીનતણી અરજ સ્વીકારશો, વીમળ ચીત્તે હ્રદયમાં ઉતારશો
પછી હેતેથી આપ પધારો મેમાન૦ અંતરના વહાલે વધાવીએ
ન મળે કલગી કે હાર અમદીનના, નમળે ગુલાબ ગોટા મહામુલના
માત્ર હૈયાના આવે ઉમળકા જે આજ અંતરના વહાલે વધાવીએ
અત્ર આવો પધારો અમોલા મેમાન અંતરના વહાલે વધાવીએ.

## ભજન ૫૮

ગોવીંદા ગુણ ગાઇ લ્યો મન ઘેલા.
તમે થાઓને વહેલા વહેલા,
હરીગુણ ગાઇ લ્યો પરથમ પહેલા રે, ગોવીંદા૦
કાયા પાણીનો પરપોટો, અંતે એ ભરૂસો ખોટો
જુગમાં હરી જસ છે મોટો રે, ગોવીંદા૦
મન તું મારૂં મારૂં કરતો, સગા સંબંધી સાથે લડતો.
તું તો હીંડે છે રણમાં રડવડતો રે, ગોવીંદા૦
જીવ તારા માતપીતાને ભ્રાત, તારી કોઇ નહિ આવે સાથ
તારે જાવું એકલા વાટ રે, ગોવીંદા૦
જીવતારે અવર તણી શી આશ, વેશ ઘણા ને થોડી રાત.
ક્ષણમાં થઇ જાસે પરભાત રે, ગોવીંદા૦
એવી વૈષ્ણુવ જનની રીત, કરીએ શામળીયા શું પ્રીતરે,
ગોવીંદા૦

## ભજન ૫૯

નંદકુંવર તારૂં નામ સાંભળી આશા ભર્યા અમે આવ્યારે
વાલા આશા ભર્યા અમે આવ્યારે;
વનમાં વેણુ વગાડી રશીયા૦ સા અર્થે તેડાવ્યારે નંદકુવર૦
ગૌ દોવંતા દુણીરે ભુલ્યા૦ વાછરડા ધવરાવ્યારે, નંદકુવર૦
વાજંતા વલોણા મેલ્યા૦ છાછરમાં ઘીઈ તાવ્યારે. નંદકુવર૦
મહીયરની મરજાદા મેલી, સાસરીમાં સમજાવ્યારે, નંદકુવર૦
રણછોડના સ્વામી સુંદીરવર, દાસે ગુણ તમારા ગાયારે,
નંદકુવર૦

---

## ભજન ૬૦

કરીયાં કરીયાં કામણ અમને કાંઇ કંઇ કંઇ.
કાનુડે અમને કરીયા કામણ કંઇ કંઇ, ટેટ૦
જ્યારે જોવું ત્યાં વાલો નજરે નીહાળું.
વાલા વીના તો બીજું નહી નહી નહી, કાનુડે૦
ઘરમાંને આહાર મુને ઘડીએ નવ ગોઠે.
ઘેલુડી બની હું તો ગઇ ગઇ, કાનુડે૦
પ્રેમ કુવામાં ફાંસી વરતજ વાઢી.
દીલથી દીલાસા અમને દઇ દઇ દઇ, કાનુડે૦
અમીધર ઉરમાં હશી વશીને,
છબીતો છબીલાની રહી રહી. કાનુડે૦

---

## ભજન ૬૧

બેની વ્રજમાં વાતો એવી થાય છે રે,
મારો વાલો મથુરા જાય છે રે— બેની૦
સર્વે વ્રજની સુંદરી ભેળી થઇ રે.
રથ રોકીને આડી ઉભી રહી રે, બેની૦
રથ જોડીને અકરૂડ આવીયાંરે,
તમે શા શા સમાચાર લાવીયાં રે— બેની૦
અમે મહેતા નરશીંઆના સાથમાંરે
અમે છીએ હરી તમારા હાથમાં રે, બેની૦

---

## ભજન ૬૨

મથુરામાં હરીને જાવા નહી દઉં રે;
અબળાનુ મોહનજી માનો કહ્યું રે— મથુરા૦
જે કેહેશો તે સ્થીર કરી થાપશું રે,
કુબજાથી અધીક સુખ આપશું રે— મથુરા૦
એમ કહેતાં અમારાં કહયા નહી કરોરે,
અમને મારીને પછે ડગલા ભરોરે— મથુરા૦
સર્વે સુંદરીને સાથે તેડશું રે,
કહે ગેમલજી પછે રથ ખેડશું રે— મથુરા૦

---

## ભજન ૬૩

સીતાના સ્વામી તમારો ભરૂસો મને ભારી.
રંકના ઉપર વાલો ચમર ઢોળાવે રે
ભુપને કીધાં ભીખારી રે— સીતાના.
દેવળ ફેરવી ને વાલે દરશન દીધાં રે
કેલૈયો ઉધાર્યો પેલી પાર રે— સીતાના.
નખ વધારી વાલે હિણ્યાકશ્યપ મારો રે
પ્રહલાદને લીધો ઉગારીરે— સીતાના.
પાંડવો ની વાલે સહાયજ કીધીરે
લાખા ભુવનમાં મુકી બારીરે— સીતાના.
પેસી પાતાળે પ્રભુએ કાળી નાગ નાથ્યોરે
શ્યામ થયા છો મોરારીરે, સીતાના.
તાતી કઢાઇ તમે શીતળ કીધી રે
સુધનવાને લીધો ઉગારી રે. સીતાના.
ભલે મળ્યા મેંતા નરસઈંના સ્વામી રે.
નામ ઉપર જાવું વારી રે સીતાના.

---

## ભજન ૬૪

તમે હલકે ગાડી હાંકો તમે ધીરે ગાડી હાંકો મેરા રામ
ગાડીવાલા, મારા સદગુરૂ ગાડી વાળા૦ મેરા રામ
ગાડી મારી અજબ રંગીલી ને બેલ જોડયા બે ચાર
હાંકનવાલા છેલછબીલા બેઠન વાલા લાલરે—મેરા રામ ગાડી.

ગાડી છુટી રેતમેં ને મજલ પડયા હે દુર;
સાચા સદગુરૂ જો મીલેતો, પહોંચાડે હજુર રે—મેરા રામ.
ઘોડા છુટયા સ્થાનસે ને પીછે પડયા પોકાર;
દશ દરવાજા બંધ કર્યા પણ નીકળી ગયો અસ્વાર રે—મેરા રામ.
જંતર મારૂં જાજવું ને તુટી ગયા સઉતાર;
જંતર બીચારા કયા કરે રે, ગયો બજાવન હારરે—મેરા રામ.
ગંગા કીનારે ઘર કરો ને, નહાવો નીર્મળ નીર;
દંત વીના નવ પામીએરે, એમ કહી ગયા દાસ કબીરરે—
મેરા રામ.

---

## ભજન ૬૫

કયા પાનીમે મલમલ નાહાવે
મનકી મેલ ઉતાર પીયારે— કયા પાની
હાડમાસકી દેહ બની હે
ઝરે સદા નવ દ્વાર પીયારે— કયા પાની
પાપ કર્મ તન કે નહી છોડે
કેસે હોય સુધાર પીયારે— કયા પાની
સતસંગત તીર્થ જળ નીરમળ
નીત્ય ઉઠ ગોતા માર પીયારે— કયા પાની
બ્રહ્માનંદ ભજન કર હરીકા
જો ચાહે નીસ્તાર પિયારે— કયા પાની

---

## ભજન ૬૬

ધન એકાદશી, એકાદશી કરીએ તો વૈકુંઠ પામીએ.

મારે એકાદશીનું વૃત કરવું છે,
મારે ધ્યાન હરીનું ધરવું છે.
મારે વૈકુંઠમાં જઈ ઠરવું છે. ધન એકાદશી.
મારે એકાદશીનું વૃત સારૂં છે.
એતો પ્રાણ જીવનને પ્યારૂં છે.
એતો વૈકુંઠમાં લઈ જનારૂં છે, ધન એકાદશી.
જે કોઈ બાર માસ કરે એકાદશી.
તેના અંતરમાં વસે અવીનાશી,
નહી કરે તે જાય હાથ ઘસી. ધન એકાદશી.
મારે ગંગા ઘાટે જાવું છે,
મારે જુમનાજીમાં નાહવું છે.
મારે ભવ સાગર તરી જાવું છે. ધન એકાદશી.
જેણે એકાદશીનાં વ્રત કીધાં છે,
તેના ચાર પદારથ સીધા છે,
તેને પ્રભુએ પોતાના માની લીધાં છે. ધન એકાદશી.
અમરીસે એ વ્રત કીધું છે,
દંડ દુરવાસાને દીધો છે,
રસ પ્રીતમ પ્રભુએ પીધો છે. ધન એકાદશી.

---

## ભજન ૬૭

માથે કોપી રહ્યો છે કાળરે, ઉંઘ તને કેમ આવે,
પાણી પહેલી બાંધી પાળરે, ઉંઘ તને
નથી એક ઘડીનો નિરાધારરે, ઉંઘ તને
આતો સુપના જેવો સંસાર રે, ઉંઘ તને
અલ્યા એળે ખોયો અવતાર રે, ઉંઘ તને
તારા માથે છે જમનો માર રે, ઉંઘ તને
તારા મનનું ધાર્યું થાશે ધુળ રે, ઉંઘ તને
ચાર તોલા છે મણમાં ભુલ રે. ઉંઘ તને
કરી અવ્યો છે ગરભમાં કોલ રે. ઉંઘ તને
થોલ આવેલું થાય છે કથોલ રે, ઉંઘ તને
જોતા જોતા આયુષ્ય ખુટી જાય રે, ઉંઘ તને
તારા ડહાપણમાં લાગી લાહાય રે, ઉંઘ તને
કાઠે આવેલું બુડશે ઝાઝ રે. ઉંઘ તને
તારે કાજે કહેછે રૂપીરાજ રે. ઉંઘ તને

---

## ભજન ૬૮

નહીરે વીસારૂં હરી, અંતરમાંથી નહીરે વીસારૂં હરી;
આડે મારગ જાતાં ને વળતાં, અમુલખ વસતુ જડી—અંતર
નદી જુમનાના જળ ભરવાને જાતાં
શીરપર મટુકી ધરી — અંતર
પીળા પીતાંબર જરકસી જામાં
કેશરી આડ કરી— અંતર

મોર મુગટ ને કાને કુંડળ
મુખ પર મોરલી ધરી— અંતર
રાણી રૂક્ષમણીના મહેલ તજીને
કુબજાને રાણી કરી— અંતર
બાઈ મીરા કહે પ્રભુ ગીરધરના ગુણ
વરતો વીઠ્ઠલને વરી— અંતર

---

## ભજન ૬૯

કનુડો ન જાણે મારી પ્રીત; બાઇ અમે બાળકુંવારારે, કાનુડો
જળરે જુમનાના હુંતો ભરવાને ગઇતી રે,
કાનુડે ઉડાડયા આછાં નીર, ઉડયાં ફરરરરે, કાનુડો
જુમના ને કાંઠે વાલે રાસ રચ્યો છે રે,
સોલસે ગોપીના ઝાલ્યાં ચીર, ફાટયાં ફરરરરરરે, કાનુડો
હુંતો વેરાગણ કાના તમારા રે નામની રે
કાનુડે તાણીને માર્યા તીર, વાગ્યાં અરરરરરે, કાનુડો
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ વાહાલા,
કાનુડે બાળીને કીધાં ખાખ, ઉડી ફરરરરરરે. કાનુડો

---

## ભજન ૭૦

મુજે દે દરશન ગીરધારીરે
તારી શામળી સુરતપર વારીરે— મુજે
જુમના તટ હરી ધેનુ ચરાવે

મધુર મધુર સ્વર બેન બજાવે
કાંધે કામળીયાં કાળી રે— મુજે

મોર મુગટ પીતાંબર શોભે
દેખીરૂપ મુની ગણ મંનમોહે
કુંડલકી છબી ન્યારીરે— મુજે

વંદ્રાવંનમાં રાસ રચાશે
ગોપ ગોપીકા સંગ મીલ ગાવે
નેપુર કી ધુન પ્યારી રે— મુજે

ભક્ત હેત હરી રૂપ બનાયા
બ્રહ્માનંદ મોરે મંન ભાવ્યા
પ્રભુ ચરણ કમળ બલીહારી રે— મુજે

## ભજન ૭૧

દીનાનાથ દયાળ નટવર હાથ મારો મુકશોમાં,
હાથ મારો મુકશોમાં, હાથ મારો મુકશોમાં, દીનાનાથ૦

આ મહા ભવસાગમાં રે, ભગવાન હું ભુલો પડયો છું;
ચૌદ લોક નીવાસ ચપલાકાંન્ત, આ તક ચુકશોમાં; દીનાનાથ૦

ઓથ ઇશ્વર આ ની, સાધન વિષે સમજુ નહી હું.
પ્રાણપાલક પોત જોઇ, સંખ આખર કુંકસો મા, દીનાનાથ૦

માત માત સગા સહોદર, જે કહું તે આપ મહારે,
હે કૃપા મૃતના સરોવર, દાસ સારૂ મુકશોમાં. દીનાનાથ૦

શરણ કેશવલાલનું છે, ચરણ હરી નામ તારૂં,
અખીલ નાયક આ સમયે, ખોટેમશે પણ ખુટશોમાં. દીનાનાથ૦

## ભજન ૭૨

તારા મનમાં જાણે તે મરવું નથી રે,
જેમ પીપળાના પાનને ખરવું નથી રે— તારા૦

જે ઠેકાણે ઓઢાઢે મંગળ ઘાટડીરે;
તે ઠેકાણે પોઢાઢે તારી ઠાઠડીરે— તારા૦
જે ઠેકાણે વાજીંતર તારા વાગીયાંરે,
તે ઠેકાણે લેવાસે તારા છાજીયારે— તારા૦
તારે વાહાલી વીના કેમ ચાલશે રે,
તેનો ચુડો ભાગીને ખુણે ઘાલશેરે— તારા૦
જે ઠેકાણે લખીતી કંકોતરી રે
તે ઠેકાણે લખાશે કાળોતરીરે— તારા૦
રૂશીરાજના વચન સત માનજો રે,
ગુણ હરિના ગાયેલા સાથે આવશે રે—

---

## ભજન ૭૩

વાલો પ્રેમને વશ થયા રાજી રે, એમાં શું કરે પંડીતને કાજીરે
મથુરાના વાસી તો ઘેર આવોને, શામળાનો સંદેશો લાવોનો,

સાખી.

કરમાનો ખાધો ખીચડો ને વીદુરની ખાધી ભાજી,
જુઠા બોર સવરીનાં ખાધાં, વાલે છપન ભોગ મેલ્યા ત્યાગીરે,
વાલો૦
વીદુરને ઘેર શ્રી કૃષ્ણ પધાર્યા, ને કેળાં લાવ્યા બે માગી,

ગર્ભ કાઢીને છાલ ખવરાવી, વાલે તોયે ના જોયું જાગીરે
વાલો૦
ગુણકા હતી તે પોપટ પઢાવતી, ને તેમાંથી લેહે લાગી,
ભગવાન એને સેજે મળ્યા એની સંસારની ભરમણા ભાગીરે. વાલો૦
ભગતની લોક નીંદા કરે, ને જગત થયું છે પાજી,
ભલે મળ્યા મહેતા નરસઇનો સ્વામી, માથે ગીરધર રહ્યો છે
ગાજીરે. વાલો.

---

## કાયા ઉપરથી રેલ બની છે તેનું ભજન.

### ભજન ૭૪

દેખો એ કાયાકી રેલ રેલસે અજબ નીરાલી હે,
સાસધુવા મુખસે હે ઝારી, મોહકી લકડી મીલી હે ભારી. (૨)
તન્ડા એન્જીન લગાકે જીસમે અગની બાલી હે (૨) દેખો.
પાપ પુન્યકી મીલી હે થાલી, ઉસમેસે અકલ સડક નીકાલી, (૨)
દમકા કાંટા લગ્યા, જીધર જાય ઉપર ગુમાલી હે. (૨) દેખો
નિયમ ધર્મકા પીંડયા બનાકે, સતકા લફુ ખુબ ચડાકે,
જ્ઞાન કમાના જોડ ધ્યાનકી સંકલ જો ડાલી હે- દેખો.
નઝબકા ઘંટા હરદમ મીલતા, ઉસકા ટાઇમ રેલસે મીલતા
કરકા સીંગલ ગીર્યા, રેલ અબ આને વાલી હે- દેખો.
હે મુસાફર કયું દુ:ખ ભરતા, રામ નામકી ટાંકી ન લેતા. (૨)
કફકી સીટી બજી રેલ અબ જાને વાલી હે- દેખો
તાર ખબરીયાં હીચકી આઇ, કાલ બદરીયા શીર પછીતાઇ.
રેલબાવર છુટ ગયા, પડયા ઇસ્ટેશન ખાલી હે- દેખો.

પ્રીતે પુરશોતમ લે ગાઇ, ભજી લેને જુગજીવન ભાઇ;
સમજ સમજ મનમાંહી મોહકી જાલી ડાલી હે- દેખો.

---

## ભજન ૭૫

હરિ વસે હરીના જનમાં
તમે શું કરશો જઇ વનમાં રે. હરી૦
ભેખ ધરીને તમે શીદ ભટકો છો,
પ્રભુ નથી કોઇ અરણ્યમાં રે. હરી૦
કાશી જાવો તમે ગંગાજી નાહો,
પ્રભુ નથી પાણી પવનમાં રે. હરી૦
જોગ કરોને તમે જગન કરાવો,
પ્રભુ નથી હોમ હવાનમાં રે. હરી૦
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ,
હરી વસે હરીના જનમાં રે. હરી૦

---

## ભજન ૭૬

તેરી સરણુમે આય કે ફીર આસ કીસકી કીજીએ
ફીર આસ કીસકી કીજીયે ફીર આસ કીસકી કીજીયે-તેરી.
નહી દેખ પડતા હે મુજે દુનીયામે તેરી શાનકા
ગંગા કીનારે બેઠકે કેમ કુપ કાજળ પીજીએ— તેરી.
હરગીજ નહી લાયક હુ મેં ગર ચે તેરે દરબારકા
મેરી ખતાકો માફ કર દીદાર અપના દીજીયે તેરી.

પતીત પાવન નામ સુણકર મેં શરણુ તેરી પડયા
સફલકર ઇસ નામકો અપના મુજે કર લીજીયે— તેરી.
મીલતા હે બ્રહ્માનંદ જીસકો નામ લેને સહી
એસે પ્રભુકો છોડ કર ફીર કોણસે હીત કીજીયે— તેરી.

---

## ભજન ૭૭

ગાફીલ તુ સોચ મનમે હરી નામ કયું વિસયા
સુણતા નહી બજે હે, સીરકાલકા નગારા— ગાફીલ.
જોબન ભરી હે નારી, દીલકો લગે પીયારી
જબ મોતકી તઇયારી, તુજસે કરે કીનાર— ગાફીલ.
ઘર માલ ધન ખજાના, સંગમે કોઇ ન જાના
કયું દેખકે લુભાના, સબજુઠ હે પસારા- ગાફીલ.
સુંદીર હે દેહ તેરી, હોવે ભસમકી ઢેરી
પલકી લગે ન દેરી, વીરથા કરે વિચારા- ગાફીલ.
માયા કે જાલ માહીં, મુરખ રહયા ફસાઇ
બ્રહ્માનંદ મોક્ષ પાઇ, ચરણોમે દે બસેરા- ગાફીલ.

---

## ભજન ૭૮

ભજન કરી લ્યો રે હો ભઇઓ, કાચો છે કાયાનો પઇઓ
કડીએ રચીઓરે હો કાચો, તેને તમે રંગે રૂપે શું રાચો-ભજન
પરથમ આપણ રે હો ખોટા, જાણજો પાણીના પરપોટા
ફુલ્યા નશોરે હો ફુટી, જાણજો આરે જવાની જુઠી-ભજન.

ભેના માર્યા રે હો મરસો, તાર્યા સદ્દગુરૂના તરસો
દાસ મીઠાના રે હો સ્વામી, તન મન સોંપ્યું અંતરજામી—ભજન.

## ભજન ૭૯

દાણ માગે રે દાણ માગે એ રાગ.

કાંન કાળારે કાન કાળા,
મહામધુરી મોરલી વાળા રે. કાંન.
ત્હારી મોરલી એ ચિત્ત મ્હારૂં ચોર્યું;
કઠણ કાળજાને આરપાર કોર્યું રે. કાંન.
ત્હારી મોરલીના સુર છે મધુરા;
એક વાતે ન લાગતા અધુરા રે. કાંન.
ચતુરાઇ તું તો જબરી ચલાવે;
ચિત્ત ચગડોળે સર્વ નાં ચડાવે. કાંન.
ત્હારી મોરલીએ ઉંઘ હરી લીધી;
પુરી પળમાં બેભાન મ્હને કીધી રે. કાંન.
ઉંડા અંધારે વાટ નહિં સુઝે;
ઘોર જંગલમા અંગ બધું ધ્રુજે રે. કાંન.
આમ બોલાવી કયાં ગયો છુપાઇ;
ક્યા સ્થાનમાં ગયો તું લપાઈ રે. કાંન.
પંથ ભુલાવી કેમ ભટકાવે;
વિરહ વેદનાના પુર શું વહાવે રે. કાંન.
સ્વામી મંગળના મળ્યા એજ વાટે;
ઉભાં સર્વને રમાડયા રાસે રે—કાન કાળા. કાંન.

## ભજન ૮૦

હાંરે ભેલા સે તારી, આ વાડી
જમ આવીને જાલસે ડાઢીરે—ભેલા સોતારી
બોતેર કોઠારે તારા ઝેરે ભરીઆં
ચોર વશે તારી નાડી રે—ભેલા સોતારી
સગાં સબંધી તારાં સૌ જોઈ રહેશે
દસ દીન રોસે તારી માડી રે—ભેલા સોતારી
કુટુંબ કબીલો તારે કામ નહિ આવે
સાથે નહિ આવે તારી લાડી રે—ભેલા સોતારી
દાભની દોરડી ને વાંસનો કડકો
બાંધી રૂધીને મેલસે કાઢી રે—ભેલા સોતારી
કહે નાગર કશું કામ નહિ આવે
પડી રહેસે ઘોડાને ગાડી રે—ભેલા સોતારી

---

## ભજન ૮૧

હરી ભજતાં શી લાજ રે કુળવાનના કડકા
અંતે થશો બે હાલરે ,,
માટે ચેતીને તુ ચાલરે ,,
તને હજુ ન આવી સાનરે ,,
મારૂં મારૂં તું શું કરે ,,
તારૂં નથી તલ ભાર રે ,,
સગાં વહાલાં ટોળે મળેરે ,,

કરસે કાગારોળરે ,,
સેરી સુધી તારી સુંદરી ,,
ભાગોળ સુધી માને બાપ રે ,,
શમસાન સુધી તારો બંધવો ,,
ભાઠબંધ બાળી કરશે ખાખરે ,,
માટે ભજી લેને ભગવાન રે ,,
પ્રભુ સાથે રાખજે પ્રીતીરે ,,
ભક્તીથી ઉતરસો ભવપાર રે ,,
તો મળશે મોક્ષનો દ્વાર રે ,,
કહે છે દાસનો દાસરે ,,
તો થાસે વૈકુંઠ તારો વાસ રે. ,,

---

## ભજન ૮૨

સેઠ શામળશા કીધો રે જેને ખોળે સીર અપ્યું
નાણુ ખરૂં જેના નામનુ ત્રણ લોકમાં ચાલ્યું
અવર વેપાર ઉડાવીઓ કાહાડી કમરની કોઠી
લખરે ચોરાસીમાં ભટકીયો તેની ખટખટ મોટી
તેના છળ સેદ છોકરા તે તો થઇ બેડા ભોગી
દગાને લાવ્યા દુકાનમાં વળી લાવ્યા તે લોભી
હરખ સોકની હુંડી કરે મંન મુનીમ મોટા
વાણોતર તો વધી ગયા પછે આવ્યો છે ટોટો
વ્યાજ ડુલ્યું વછીઆતનું ખાતું નારે જોયું.

મેળ ના કહાડશો અંતનો આપે આપ વગોવ્યું;
આવરો ખાતવાઇ જોઇ તેમાં આવ્યું દેવાળુ,
વીમો લુટાયો વાટમાં વણ પ્રીછે વાણી
મછવા સાહુકારના બુડયા વણ પાણી
હાથી પોથી જે હતી તે સર્વે ખોઇ બેઠા,
જમડા આવ્યા જ્યારે લુટવા નાસી ઘરમાં પેઠા.
લખે લેખાં લોભના, જર ના મળે જરીકે.
પુન્ય તણી જે કોથળી, ખાલી રહી છે ઓશીકે,
પાપ તણા જે કોથળા, તે તો ભર્યા છે ટોચે.
ચીત્ત તણા જે ચોપડા, તેને મુક્યા છે જોઈ,
પાના છે પ્રપંચના, તે તો નાંખ્યા છે ધોઈ.
શોધી કહાડયો શાચા શેઠને, વેપાર વધાર્યો,
લેખુ ચોખું લાભનું, આપી ને પરવાર્યો.
નીરભે થઈ નાણુ કીધુ, ઢાંકયું દેવાળું,
નરસઇ મેહેતો કહે, નહી કરૂ ધોળા પર કાળું.

---

## ભજન ૮૩

ઓ મોહન મારા વિનતી ના ઉરથી વીસારોજી
ઓ પ્રીતમ પ્યારા સમજુને સેજ ઇસારોજી
મુજ અપરાધો ગણુતા મોહન આવે નહી કંઈ આરોજી
શરણાગતના બેલી સદાના, શરણુ પડયો સંભાળોજી—ઓ મોહ.
કામીલ કુટીલ ક્રોધી કપટી તો એ તીકમ તારોજી

અપરાધ અમારા માફ કરીને,
શરણુ પડયો સંભાળોજી— ઓ મોહન
અધમ ગતી જો હોય હમારી, વાલા સર્વ વિસારોજી
અવગુણ અમારા માફ કરીને –
સરણુ પડયો સંભાળોજી- ઓ મોહન
ગીધ ગુણકા ગજ સર્વ તાર્યા, પ્રેમે સુણીને પોકારોજી
ગીરધર ધણી છો ધરણીધરજી, શરણુ પડયો સંભાળોજી-
ઓ મોહન.
આ ભવદરીઓ દુઃખડાનો ભરીઓ બીરદ રહયો છું તારોજી
ઢીંગા ધણી છો ધરણીધરજી મુજને આપ બચાવોજી.
ઓ મોહન.

---

## ભજન ૮૪

## કાળી નાગને નાથ્યાનું ભજન.

સોનાની છે ગેડી રે હરજી તારા હાથમાં રે જી,
રૂપલા દડુલો રે ગોવાળાના હાથમાં રે જી;
વાલા રમતાં રમતાં ગોવાળાની સાથ,
હરજી રમતાં રમતાં ગોવાળાની સાથ. સોનાની.
દડો નાંખ્યો નાંખ્યો તે જુમનાની માંહે;
પડતાની સાથે રે સાતમે પાતાળ ઉતર્યો રેજી. સોનાની.
જુમના કાંઠે એક કદમનુ છે ઝાડ;
વાલો ચડી બેઠા કદમ કેરી ડાળ. સોનાની.

દડો લેવા વાલાએ કીધો વીચાર;
દડો લેવા હરજીએ કીધો વિચાર. સોનાની.
હરજી પડયા પડયા તે જુમનાની માંહે;
પડતાની સાથે રે સાતમે પાતાળ ઉતર્યા રે જી. સોનાની.
પાતાળે પેશીને રે કાળી નાગ નાથીઓ રે જી;
વાલો મારો ઉપર થયા અસવાર. સોનાની.
નવસે નાગણીઓ રે ઓળા ખોળા પાથરે રેજી;
નાગણો તો ઉભી રે ઉભી ઉભી વિનવેરે જી. સોનાની.
મુકો મુકો મોહન અમારા કંથ;
છોડો મારા સ્વામી રે હેવાતન આપજો રે જી. સોનાની.
દડો લઇને નીસર્યા જળની બહાર;
હરજી આવી લાગ્યા માતાજીને પાય. સોનાની.
નરસઇના સ્વામીનેરે કરજોડીને વિનવું રે જી સોનાની.

---

## ભજન ૮૫

કોઇનો ભાર ન રાખે મોરારી, આપે વ્યાજ શીખે વનમાળી,
સુદામાજીના તાંદુલ લીધા, તેના મહોલ કનકના કીધારે.
કોઇનો૦
દ્રૌપદીનું આવ્યું ટાણું, ચીર પુર્યાં નવસે નવાણું. રે કોઇનો૦
પાટો બાંધ્યો તે પીડા જાણી, ચીર પુર્યાની એ એધાનીરે.
કોઇનો૦

થોડું કુબજાનું ચંદન લીધું,એને રૂપ અનુપમ દીધું રે કોઇનો૦
ગોવાળીએ ઓછવ કીધો, વાલે કર પર ગોવરધન લીધોરે.
કોઇનો૦
જેનું લીધું તેનું દીધું, તેમા પરમારથ શું કીધુંરે. કોઇનો૦
ધન ધન નરસઇઆ તારી વાણી, એમ બોલ્યા તે સારંગ
પ્રાણી રે કોઇનો૦

---

**ભજન ૮૬**

પ્યારા ગોવીંદ ગુણ ગાશું, રાણાજી અમે પ્યારા ગોવીંદ
ગુણ ગાશું૦
ચરણામ્રતનો નિયમ હમારે, નિત્ય ઉઠી મંદીર જાશુ.
—રાણાજી અમે૦
રાણોજી રૂઠસે તો રાજ તજાવસે, ભગવત રૂઠે તો મરી જાશું.
—રાણાજી૦
ઝેરના પ્યાલા રાણાજીએ મોકલ્યા, અમરત કરીને પી જાશું.
—રાણાજી૦
રામના નામનું ઝાઝ બનાવી, તેમાં બેસીને તરી જાશું.
—રાણાજી૦
બાઇ મીરા કહે પ્રભુ ગીરધરના ગુણ, ચરણ કમળ વારી જાશું.
—રાણાજી૦

---

## ભજન ૮૭

નંદલાલા અમેતો તારા દાસડીયાં,
દાસડીઆની પુરો આશડીઆ, નંદલાલ અમેતો તારા દાસડીઆ.
જે મુખે હરીનું નામ નહી, તે મુખ ઉપર ખાસડીઆ. નંદલાલા૦
ખટમાસની વાલે રજની કીધી, ગોપી સંગાથે રમ્યા રાસડીઆ.
નંદલાલા૦
ધ્રુવ અમરીશ પ્રહલાદ વિભીક્ષણ, જાણી પોતાના કરી સાહેડીયા.
નંદલાલા૦
કાસમ કહે નારણસીંગ પ્રતાપે, મારા રૂદીઆમાં કરો વાસડીઆ.
નંદલાલા૦

## ભજન ૮૮

જેને કોઇના જુવે તેને જોઇનેરે મારી આંખલડી
હસી હસી જાય. એમાં કહોને હું તે શું કરૂં રે. જેને.
ક્યાં છે જાણે ન કોઇ તેની પાસમારે, મારૂં અંતર તો
ધસી ધસી જાય. એમાં કહોને હું તે શું કરૂંરે. જેને.
મોટા યોગીની કલ્પનામાં ન આવતારે મારા મનમાં તો
ઠરી ઠરી જાય. એમાં કહોને હું તે શુ કરૂં રે, જેને.
જેને આંગણે ન રૂશી મુની જઇ શકેરે, મારૂં આંગણું તો
ધશી ધશી જાય. એમાં કહોને હું તે શું કરૂં રે જેને.
જે આ બ્રહ્માંડ ભરમાં સમાયનારે મારા હૈયામાં
વસી વસી જાય. એમાં કહોને હું તે શું કરૂં રે જેને
હું તો નાનીને એ તો મહાન છે રે તોએ મારામાં
ફસી ફસી જાય. એમાં કહોને. હું તે શું કરૂં રે. જેને.

---

## ભજન ૮૯

રહેજે પ્રભુના વિશ્વાસમાંરે, અંતર નિરંતર સંસારમાં,
રહેજે અખંડ ઉલ્લાસમાં રે, રહેજે પ્રભુતણા તારમાં,
આપવું હશે તો ક્ષણમાંજ દેશે, ખોટ નથી એના ભંડારમાંરે.
વિશ્વાસથી તો પ્રહલ્લાદે પ્રગટાવ્યા, કાષ્ટ માહિ ઇશક્ષણવારમાંરે
અંતર નીરંતર સંસારમાં,
ચાલવું પડયું મહેતા નરસઈના નાથને, શામળશા થઇ,
ભર બજારમાં રે અંતર નીરંતર સંસારમાં,
વિશ્વાસ સાચો બંધાયા પછી તો, વાર ના થતી ઉદ્ધાર;
મારે અંતર નીરંતર સંસારમાં.
વિશ્વાસ સામર્થ સઘળુ પ્રગટાવે, રંકસમાં એક નિરાધાર;
મારે અંતર નીરંતર સંસારમાં.
વિશ્વાસ વિશ્વપતિ માંહિ દ્રડ કરવો, જાણ એજ સાર સર્વ સાર,
મારે અંતર નીરંતર સંસારમાં.

---

## ભજન ૯૦

ઓચીંતાના વઇરાગ જેને આવીઆરે,
જેને માયાના બંધ છોડાવીઆરે. ઓચી૦
વઇરાગ આવ્યો છે ગોપીચંદ રાયનેરે,
જુઠો જાણ્યો માયાના ફંદનેરે. ઓચી૦
વઇરાગ આવ્યો છે ભરથરી રાયનેરે,
છોડી ચાલ્યો રાજપાટ રાણીઓરે. ઓચી૦
વઇરાગ આવ્યો છે મીરાં બાઇનેરે,
પીધા ઝેર સવાસેર ઘઇનેરે. ઓચી૦

વઇરાગ આવ્યો સગાળશા શેઠનેરે,
પુત્ર વેધ્યો ચંગાવતી રાણીએરે. ઓચી૦

ગુરૂ પ્રતાપે દેવીદાસ બોલીઆરે,
મારા અંતરના પડદા ખોલીઆરે. ઓચી૦

## ભજન ૯૧

### ધુન

લાગે સઉથી રૂપાળો શામળો રે,
શીરે ઓઢે ઓઢે છે કાળો કામળોજી લા.

વાલો ધેનુ ચરાવે વનમાંજી લા.

તોયે બેઠો છે મારા તનમાંજી લા.

વાલે બનશી બજાવી તાનમાંજી લા.
ચીત ચોરી લીધા છે એના નાદમાંજી લા.

### ધુન

વાલો મારો ગોવાળાની સાથ, બજાવે બેનુ ચરાવે ધેનુ,
વાલો મારો તટ જુમના કે તીર, ચરાવે ધેનું બજાવે બેનુ,
વાલો મારો વંદ્રાવનની વાટ; રચાવે રાસ, નચાવે નામ.

### ધુન

જય નટવર ગીરીવર ધારી, છો સેવકના સુખકારી. જય.
બોલો રણછોડરાયની બલીહારી. જય.
જેના મુખ પર મોરલી સુભકારી. જય.
તમે ગોકુલ ગામની ગૌ ચારી. જય.
એવા ભક્ત ઓધારણ ગીરધારી. જય.
જેને સંતોની વૃત્તિ સુધારી. જય.

## ભજન ૯૨

ઉતારો આરતી શ્રીકૃષ્ણ ઘેર આવ્યા
માતા જશોદા કુંવર કાન ઘેર આવ્યા ઉતારો૦
હરખને હુલામણે શામળીયો ઘેર આવ્યા. ઉતારો૦
જીણે જીણે ચોખલીએ ને મોતીડે વધાવ્યા,
ઉતારો આરતી શ્રીકૃષ્ણ ઘેર આવ્યા.

**જેને ઓછી આરતી ગાવી હોય તેને ઉપર પ્રમાણે ગાવી ને જો વધારે ગાવી હોય તેને નીચેની લીટીઓ ગાવી.**

ધન્ય કરી ધનવંતો કીધો જોર કરીને ચક બેસાર્યો
જળ મટોડી પરણ્યા નારી જે જે કાર વરતાવ્યો, ઉતારો૦
દાહુરૂપે લઈ દઈત સંવાર્યા, ભક્તજનોના ફેરા ટાળ્યા
ચરણકમળની હું બલીહારી નામ લેતાં વૈકુંઠ ધારી—ઉતારો
નરસીંહ રૂપે નખ વધારી, હીરણાકશ્યપને હાથે માર્યો
પ્રલાદને પોતાના કીધા, અગનીથી ઉગાર્યો—ઉતારો.
વામન રૂપે પોતે પ્રગટયા, બળીરાજાને દ્વાર આવ્યા
શુક્રાચાર્યે વારીયા, ત્યારે બળી રાજાએ બોલાવ્યા—ઉતારો
ફરશુરામે ફરશી ફેરવી સહસ્રા અરજુનને નાખ્યો મારી
કામદેવની વારે ચડીયા, જે દેવને બોલાવ્યા—ઉતારો
સાતમે તો સહાય કીધી, પાણી ઉપર પાળ બાંધી
ગઢ લંકાના કોટ તોડયા, દસ મુસ્તકનો રાવણ માર્યો
વીભીક્ષણને રાજ આપ્યું, સીતા વારી લાવ્યા—ઉતારો

આઠમે તો આય કીધી કમળાકેરી કાંધ લીધી
પાતાળે જઇ નાગ નાથ્યા, નાગણોને દરસન દીધા
કમળા ભાળો લાવ્યા—ઉતારો.
નોમે તો નૃત્ય કરીને સમરણ રૂપે આવ્યા
આપે આસન વાળીયા તો ચૌદ ભુવનના નાથ—ઉતારો
દશમે તો દયા કરીને કલંકી અવતરીયા
આ યમરાજા કાયમ રાજા મેતા નરસઇએ ગુણ ગાયા
—ઉતારો.

---

## ભજન ૯૩

આનંદ મંગળ કરૂં આરતી હરી ગુરૂ સંતની સેવા
પ્રેમ કરીને મંદીર પધરાવું, સુંદીર સુખડાં લેવા—આનંદ
સકળ તીરથ મારા સતગુરૂ ચરણે ગંગા જુમના રેવા—આનંદ
સંત મળે તો મહાસુખ થાયે, ગુરૂજી મળે તો મેવ—આનંદ
કહે પ્રીતમ ઓળખો અણસારે, સતગુરૂ ગોવીંદ જેવા
—આનંદ

---

## ભજન ૯૪

જય દેવ જય દેવ જય હરીહરા
ગંગાધર ગીરજાધર ( ૨ ) ઈશ્વર ઓમકારા
હર હર હર મહાદેવ ( ટેક )
વાગાંબર પીતાંબર શીવ શ્યામે પેર્યા પ્રભુ
કમળ નયન કેશવને ( ૨ ) શીવને ત્રી નયના—હરહર.

નંદી વાહન ખગ વાહન, શીવ ચક્ર ત્રીશુળ ધારી
ત્રીપુરારી મોરારી (૨) જય કમળા ધારી—હરહર
વઇકુંઠે વસે વીસંભર, શીવજી કૈલાસે
હરી કાળા હર ગોરા. (૨) તે તેને ધ્યાને-હર હર.
રામની ખાંધે ધનુષ્ય, શીવ ખાંધે ઝોળી
રામને રીંછ વાનર (૨) શીવને ભૂત ટોળી—હર હર.
ચંદન ચડે ત્રીકમને, શીવને હર ભસ્માંગ
રામે રૂદીએ રાખ્યા. (૨) શીવને અરધાંગે-હર હર.
કૌસ્તુભમણી કેશવને, શીવને રૂઢમાળા
મુકતાફળ મોહનને (૨) શીવને સર્પ કાળા-હર હર.
કેવડો વાલો કેસવને, શીવને ધંતુરો
ત્રીકમને વાલાં તુળશી [ ૨ ] શીવને બીલીપત્ર-હર હર.
લક્ષ્મી વર ઉમીયા વર શંકર શામળીયા
હરી હર નટવર સ્વામી. (૨) એકાંતે મળીયા-હર હર
મોહનને મહાદેવ જો સુંદર ગાસે,
હરી હરના ગુણ ગાતાં. [ ૨ ] હરી ચરણે જાસે-હર હર
એ બે એક સ્વરૂપ અંતર નવ ધરશો,
ભોળા ભુદરને ભજતાં. (૨) ભવ સાગર તરશો-હર હર
હરી હરાની આરતી જે કોઈ ગાશે,
ભણે શ્રીવાનંદ સ્વામી, (૨) મંન વાંછીત થાસે-
કૈલાસે જાસે—હર હર

---

## થાળ ૧

લાવી લાવી લટકાન્તી ભ્રોજનારી કે મેવા લાવે મીઠડારે લોલ
વ્હાલા માહરા સંસારમાં એક સાર કે જેણે હરી દીઠડારે લોલ
વ્હાલા માહારા રંક તણે ઘેર આવો કે શીળ સ્વભાવનારે લોલ
વ્હાલા માહારા તુલસીના પત્રે ધરાવું કે ભુખ્યા હરી ભાવનારે લોલ
વ્હાલા માહારા આવ્યા વીદુરને ઘેર કે ભાજી ચાખવારે લોલ
વ્હાલા માહારા લાડુ ને કંસાર, જલેબી ઝુલતીરે લોલ
વ્હાલા માહારા પેડા ને પકવાન, પતાસાં પ્રેમનારે લોલ
વ્હાલા માહારાં જળ જુમનાની ભરી ઝારી કે આછમન લીજીયેરે લોલ
હાલા માહરા બીડલે બાસઠ પાન કે તાંબુલ લીજીયેરે લોલ
વ્હાલા લવીંગ સોપારીને એલચીકે મુખવાસ કીજીયેરે લોલ
વ્હાલા માહારા હરીજન ભાવથી માગે કે ભક્તિ દીજીએરે લોલ

---

## થાળ ૨

જીવણુ આવો જમવાને અમને દરશન દેવાને,
ઓ અલબેલા છેલ છબીલા છોગાળા,
સુંદર બાજઠ ઢાળ્યા છે, કંચન થાળ અજવાળ્યા છે
ઓ અલબેલા છેલ છબીલા છોગાળા
શીરો પુરી ખાજા છે, ઘીઈ ગવરીનાં તાજા છે
ઓ અલબેલા છેલ છબીલા છોગાળા.
તાજી જલેબી લાડુ છે, જમવાનું બહુ સારૂ છે
ઓ અલબેલા છેલ છળીલા છોગાળા,

તળી વાલોળો તાજી છે, વિદુરના ઘરની ભાજી છે
ઓ અલબેલા છેલ છબીલા છોગાળા,
કઢી વડીની કીધી છે, દાળમાં ઓચણી દીધી છે
ઓ અલબેલા છેલ છબીલા છોગાળા.
લીંબુ મરચા કેરા છે, સવરીબઇનાં બોરાં છે
ઓ અલબેલા છેલ છબીલા છોગાળા.
શાકઘણી જાતનાં કીધાં છે, થાળમાં મુકી દીધાં છે,
ઓ અલબેલા છેલ છબીલા છોગાળા.
ભાત કમોદનો કીધો છે, ઘીઇનો દોરો દીધો છે,
ઓ અલબેલા છેલ છબીલા છોગાળા.
થાળ પીરસી તઇયાર કીધો છે, જીવણે પરસાદ લીધો છે
ઓ અલબેલા છેલ ચબીલા છોગાળા
ખારૂ મોળુ કહેજોને, મીઠુ જોઇએ તો લેજોને,
ઓ અલબેલા છેલ છબીલા છોગાળા
જામના જળની ઝારી છે, આછમન મંગળકારી છે,
ઓ અલબેલા છેલ છબીલા છોગાળા.
મુખવાસ લવીંગ સોપારી છે; પાનની બીડી વાળી છે
ઓ અલબેલા છેલ છબીલા છોગાળા
ફુલડે સેજ બીછાવી છે, ધન પ્રીતમ બલીહારી છે
ઓ અલબેલા છેલ છબીલા છોગાળા.

## થાળ ૩

મારા મન ગમતા મહારાજ, માહારે ઘેર આવોને;
હુંતો તલસુ તમારે કાજ, હસીને બોલાવોને, મારે૦
વીલંબ ન કરશો વીઠલારે, આવો અમ ઘેર આજ;
પેરપેરનાં પકવાન પડાવું, હરી ત્રીકમ તમારે કાજ. મારે૦
મનમાં હતું જે માવજીરે, મારે મુખે કહ્યું નવ જાય,
આવી શકાય તો આવજોરે, મારૂં જોતામા જોબન જાય. મારે૦
આ જોને આંગણીએરે ઉભા, રંગીલા રણછોડ;
રાધેના સ્વામી પ્રભુ અંતરજામી, વાલે પુર્યા મારા મનના કોડ—મારે૦

---

## થાળ ૪

જમો મારા વાલા ચમર ઢોળુ, જમો રાય રણછોડ ચમર ઢોળુ;
પાતળી પોળી ને ઘીઇમાં ઝબોળુ, જમો મારા૦ ૧
દાળ ભાત હું તો ભાવે પીરસું,
વડાં વેઢમી ને ચુરમારે ચોળુ. જમો મારા૦ ૨
કેરી કલમલડાના દયોને અથાણાં,
જુમનાના જળમાં રંગભેર રોળુ. જમો મારા૦ ૩
લવીંગ સોપારી ને એલચી આલું,
પાનનાં બીડાં વારી વારી આલુ. જમો મારા૦ ૪
કલ્યાણના સ્વામીને ઝાઝું શું કહીયે,
કયાં તારી સખીઓ ને આ મારૂં ટોળું. જમો મારા૦ ૫

## થાળ ૫

પ્રેમે કરીને પધારો મારા વાલા, આરોગો અંતરયામીરે;
ભક્ત આધીન ભગવાન પ્રભુજી, કહું છું હું શીર નામીરે પ્રેમે
અવરીબાઇનાં બોરાં આરોગ્યા, વિદુરની જમીઆ ભાજીરે;
કરમા તે બાઇનો ખીચડો આરોગ્યા, છપન ભોગ મેલ્યા
ત્યાગી—પ્રેમે
સુદામાના તામે તાંદુલ જમીયા, ઓરે ગરૂડાગામીરે;
એવા ભક્તોને પ્રેમઆધીન થઇને, જમોછો પોતે માગીરે-પ્રેમે
ધરાયું હોય તે આરોગી લેજો, પ્રભુ છો અંતરજામીરે;
રણછોડદાસની અરજી સ્વીકારો, શામળીયા ગીરધારીરે-પ્રેમે

---

## થાળ ૬

તુંતો હાલને મારે છેતરે, રેહો કરાણીયા
કરહણી આમને દરહન દેજે, ચ્યારની રહીછું તાચીજો
તારેંને માહરે હગપણ સાચુ, એતો જાણે જસોદા કાચી
રેહો કરહણીઆ.
જાહકજીનો મેતો ખીચડોરાંધ્યો, અને મઠ ચોરો મહી
નાછયો જો
આપણુ બેજણુ ભેળા બેહી ખાઇ હું ઓલ્યા છોરૂડાં
ઉડાઠસે માંખ્યોરે હો કરહણીઆ.
મારા છેતરમાં બોરડી પાચી, અને તેનાતે મીઠ બોરાજો
આપણા બે જણા વેડી વેણી ખાઈહું, ઓલ્યા છોરૂં તે ચારે
ઢોરારે હો કરહણીઆ.

સામા સેતરમાં કારંગડી પાચી, તેની તો લાંબી લાંબી લુંબોજો
ઇના છેતરમાં છાનો માનો આવજે, નેરછે ને પાડતો બુમોરે
હો કરહણીઆ.
નવા તે ઘઉંનો મેં તો પુંખજ પાડયો, ને માળાની હેઠે
મુચ્યો જો,
કરહયાણીયા મેં તારાજ માટે હળવે રહીને કુચ્યોરે
હો કરહણીઆ,
કરહણીયા મને હેત રાખીને દાડી દાડી દરહન દેજે
નરસઇનાસ્વામી વહેલો પધારજે, જે જોઇ એતો માગી
લેજેરે હો કરહણીયા.

---

# રણછોડજીની તીથીઓ

સખી પડવે પુરણ બ્રહ્મ જે કોઈ જાણેરે
રૂડો રણછોડજીનો ધર્મ વેદ વખાણે રે,
સખી બીજે બોડાણાજી બોલ બોલ્યા આવોરે,
રાખશો તો રહેશે તોલ ઉપજે એવારે,
સખી ત્રીજે તુલસીજીના વંન પ્રભુજીને પ્યારારે,
હાથમાં વાવે હરીના જન સોભે સારા રે.
સખી ચોથે ચાલ્યા જાય વસમી વાટેરે,
રૂદીયામાં રણછોડરાય મળવાને માટે રે.
સખી પાંચમે પળીયા પંથ તડકા તનમાંરે.
સેવા કરે હરીના જન મારા મનમાંરે.

સખી છઠે છાપા અંગ ધણીના ધરીયાંરે,
રાખે રૂદીયા સાથે રંગ હવે મંન હરીયારે
સખી સાતમે સુંદીર શામ મોહન મળીયારે,
હુંતો આવીશ તમારે ગામ ફેરા ફળીયારે,
સખી આઠમે જોડી વહેલા બળંવત બેઠારે,
પુર્વ દેશમાં કરી શહેર પંચમાં પેઠારે,
સખી નોમે નમવા જાય આણી રાખે રે.
સેવક સુતા સાંગી માહે કરી રથ હાંકે રે,
સખી દશમે આવ્યા ડાકોર હરજી રસીયા રે.
તે ઠેકાણે ઠાકોર વ્હાલો મારો વસીયારે,
સખી એકાદશીના વ્રત ગુગળી ધેર્યારે.
મધરાતે આવ્યા માહારાજ હેરણુ હેર્યારે,
સખી બારસે બાંધ્યા બંધ સેવકથી છાનારે.
સોનું તો સવા વાલ પુજીમાં પામ્યારે,
સખી તેરસે ગુગળી ઘેર પાછા ફરીયારે.
મધરાતે આવ્યા મહારાજ ડાકોરમાં પેઠારે,
સખી ચઉદશે ચરણા મ્રત પ્રેમે શું પીધારે.
હરી કઠણુ થયા નંદલાલ સંદેશા કીધારે,
સખી પુનમે પુજા થાય શોભા સારીરે,
દુનીયા દરસન કરવા જાય નરને નારીરે,
સખી પંદર તીથો સાતવાર જે કોઇ ગાશેરે
તેને મળશે દ્વારકાનો નાથ વૈકુંઠ જાસે રે.

## ઠાકોરજીને પોઢાડવા વખતે ગાવું

હાંરે તમે પોઢો સારંગ પ્રાણી
હાંરે તમારી અંખીઆ મેં નીદ ભરાણીરે  તમે પોઢો

હાંરે તમને કહે કૈશલ્યા માડીરે
હાંરે જાવો ઉંઘ બગાસે આવીરે  તમે પોઢો

હાંરે સીતા સતવંતી નારી
હાંરે એમણે ફુલડે શેજ બીછાવીરે  તમે પોઢો

હાંરે કમરસે પટકા ખોલો
હાંરે તમે જીણા ઉપરણા ઓઢોરે  તમે પોઢો

હાંરે પ્રભુ ધનુશ્ય ભાથા મેલો
હાંરે તમે ફુલના પછેડા ઓઢોરે  તમે પોઢો

હાંરે લક્ષમણને આજ્ઞા ના દીજે
હાંરે પછી સુખે પલંગ સેન કીજે રે  તમે પોઢો

હાંરે તમને કહે મીરાબાઇ દાસી
હાંરે હું તો રહુ છુ પ્રેમની દાસીરે.  તમે પોઢો

---

# સમાપ્ત.

ઉત્કૃષ્ટ મુદ્રણાલય  મુદ્રક પુરશોત્તમદાસ શંકરદાસ રીચીરોડ—અમદાવાદ.

## તમારાં વહાલાં બચ્ચાંઓ માટે નીરાશ ન થાઓ

—વૈદ ડાકટરો તેમજ હકીમોની ગરજ સારનાર—

# વરાધની ડબી રૂ. ૧

## ગૃહસ્થો તથા ગરીબોને અલભ્ય લાભ આપનાર

અનુભવસિદ્ધ આ વરાધની ડબીમાંથી બાળકોને દર ચાર છ દિવસે મગના દાણા જેટલી દવા ધાવણ કે ચમચી પાણી સાથે આ ગોળી પાવાથી બાળકને કોઇપણ પ્રકારનું દરદ થવા દેતી નથી તેમજ કોઇ જાતનો વ્યાધી રતવા, તાવ, ઉધરસ ઝાડો, મરડો, પેટનું ચડવું ઉટાંટીઉ, સસણી વરાધ આંચકી (તાણ) વગેરે કોઇપણ જાતનું દરદ થયું હોય તો દિવસમાં એક વખત મગના દાણા જેટલી દવા બે ત્રણ દિવસ પાવાથી બાળકનું દરદ એકદમ નાબુદ કરે છે. એક ડબી એક બાળકને લગભગ એક વરસ સુધી ચાલે છે. વળી સદરહુ દવાના સેવનથી તેની માતાએ ખાધેલો ખોરાક તે બાળકને નડતો નથી. તેમ બાળકને નિરોગી ને તંદુરસ્તી બક્ષે છે. દરેક ગૃહસ્થ કુટુંબમાં રાખવા લાયક આ ડબી વૈદ તેમજ ડાકટરની ગરજ સારે છે. જરૂરથી એકજ વખત આ ડબીની દવા બાળકને પાઓ અને સુખી થાઓ. ડઝનના રૂ. ૧૦)

તા. ક. આ દવા છેલ્લાં ૨૦ વરસથી વપરાશમાં હોવા છતાં એકપણ બાળકને આરામ નથી થયો એવી ફરીયાદ આવી નથી. તમે પણ ખાત્રી કરો.

મળવાનું ઠેકાણું:—
**વૈદ જગન્નાથ જી. દ્વિવેદી**
આયુર્વેદીક ફાર્મસી-નડીઆદ.

એજન્ટ—બુકસેલર
**સાકરલાલ બુલાખીદાસ**
બાલાહનુમાન પાસે-**અમદાવાદ**

# ક્ષયહર [સિરપસ્ટૅમીના]

આ સીરપ નામ પ્રમાણે ગુણ બતાવે છે, આ સરબત શાસ્ત્રીય રીતે વનસ્પતિથી જ બનાવેલો છે. લાંબા વખતનો હાડ જવર વિષમ જવર, હાથ, પગ, બરડો, ખભાનું કળતર તથા હાથપગની બળતરા શ્વાસ, ક્ષય, દમ, ધાતુ ક્ષય, ફેફસાંનો ક્ષય, લોહીનું કફમાં આવવું છાતીની મુંઝવણ ગભરામણ, તથા દુખાવો, સળેખમ કફનું વારંવાર પડવું તથા થુંકવું અગર કફની જગ્યાએ ફીણવાળો અગર પીળો કફ આવવો વગેરે ક્ષયહર સીરપનું સેવન કરવાથીજ આરામ થવા માંડે છે

**વાપરવાની રીત**-દિવસમાં ત્રણ વખત પાંચ પાંચ ટીપાં દુધમાં નાખી પીવી, પરેજમાં તેલ મરચું, ખટાશ બંધ કરી દુધ અને ભાત ખાઇ આ સીરપનું સેવન કરનારને ગેરંટીથી ખાત્રી પૂર્વક ઉપલાં દરદો મટે છે. શીશી ૧ નો રૂ. ૧-૧૦-૦

૧ શુદ્ધ કસ્તુરી, કેસર, બરાસ, ચંદ્રોદય; રસસિંદુર, અમ્બર સાચાં મોતી વગેરે ઉત્તમ ઔષધો વ્યાજબી ભાવથી ખાત્રીલાયક મળશે.

૨ તેલો લીમડાની લીમ્બોળીનું તેલ, માલકાંકણીનું તેલ. સુખડનું તેલ; અળસીનું તેલ, છાલ મોગરીનું તેલ, બદામનું તેલ, વગેરે દરેક જાતના શુદ્ધ તેલો વ્યાજબી ભાવથી મળશે.

૩ દ્રાક્ષાસવ, કુમારીઆસવ. લોહાસવ, કુટજારીષ્ટ વિગેરે આસવો તથા અરીષ્ટો વ્યાજબી ભાવથી મોકલવામાં આવશે.

૪ વાસાસવ, ચ્યવનપ્રશાવલેહ, અભયામલકી વગેરે અવલેહો ચુર્ણો ગોળીઓ વગેરે દવાઓ પણ મળશે

# જવાહર જુલાબ

તાવની શરૂઆતમાં જ આ ગોળીની અસરથી પેટ સાફ થઈ જાય છે અને તાવ હલકો પાડે છે. આ ગોળી નબળા માણસોને અને બાળકોને પણ સુખરૂપ આપી શકાય છે, તેમજ ચુંક આંકડી વગેરે કોઇપણ દરદ થયા સિવાય પેટમાંથી પુરતો જુલાસો થઇ જાય છે અને બીજી જે જે સ્થિતિમાં જુલાબ લેવાની જરૂર જણાય ત્યાં આ ગોળી ઘણી ઉપયોગી છે તેમ પેટમાંથી કૃમી વગેરે સાફ થઈ જાય છે. શીશીની કીંમત ૧-૦-૦.

**કફ પીલ્સ ( ખદિરાદિ ગુટીકા ) COUGH PILLS.**

ઉધરસ, સસણી, ઉટાંટીઆની ઉધરસ, સળેખમ તથા છાતીનાં બીજાં દરદોમાં અને સાદ બેસી ગયો હોય ત્યારે આ ગોળી દિવસમાં ત્રણ ચાર વખત એક એક ગોળી મોંમાં રાખી રસ ચુસવાથી (ગળવાથી) એકદમ આરામ થઇ જાય છે. તેમજ દમ, શ્વાસ, ક્ષયની ઉધરસ પણ આ ગોળીના સેવનથી નાબુદ થઇ જાય છે. સ્વાદીષ્ટ તથા રૂચી કરનાર અને મુખની દુર્ગંધી દુર કરે છે. શીશીનો રૂા. ૧) પો. જુદુ.

# બાળાગોળી [ આગરૂની ગોળીઓ ]

બાળકને હરહંમેશાં પાવાથી બાળક આનંદથી રમ્યા કરે છે. સારી રીતે ઉંઘ લે છે તેની માનું ધાવણ તથા દુધ પચે છે. શરીરમાં શકિત લાવી દાંત આવતી વખતે થતી બીમારી અટકાવી બાળકને તંદુરસ્ત રાખે છે. બાળક ચાલતું વહેલું થઈ જાય છે. ને પગમાં તથા શરીરમાં બળ વધે છે. કોઇ પણ પ્રકારની ઝેરી વસ્તુ સિવાય આ બાળાગોળી બનાવાય છે માટે દરેક બાળમાતાએ આ ગોળી દરરોજ બાળકને અડધી ગોળી સવારે ને અડધી ગોળી સાંઝે આવી રીતે દિવસમાં બે વખત ધાવણ અગર ચમચા પાણી સાથે પાવી. કીંમત ડબી ૧ના આના બાર.

# ધાતુ સંજીવની

આ ગોળી લેવાથી ગમે તે કારણથી ગુમાવેલી તાકાત પાછી આવે છે; પુરૂષાતન કાયમ રાખે છે તેમજ વીર્ય વિકારના તમામ વ્યાધીઓને મટાડે છે અને વીર્યને ઘટ્ટ બનાવી ખરૂં પુરૂષાતન આપે છે. ખરી મરદાઇ આપનાર અને ફીકકા પડી ગયેલા લોહીમાં ઉપયોગી તત્વો ઉમેરી શરીરને લાલચોળ બનાવનાર આ ગોળી વાપરવાની અમારી ખાસ ભલામણ છે. પરેજીની જરૂર નથી.

**વાપરવાની રીત**–સવાર સાંજ એકેક ગોળી કકડા કરી પાણી અગર દુધ સાથે લેવી; પરંતુ ખટાશ અને તેલ બંધ કરનારને એકજ શીશીથી પુરેપુરો લાભ મળે છે.

કીંમત ડબી ૧ ગોળી ૩૨ ના રૂ. ૧–૦–૦ પેકીંગ પોસ્ટેજ જુદું.

# પ્રદરારિ લોહ (સ્ત્રીઓ માટે શકિતની ગોળી)

સફેદ પ્રદર, લોહીવા, ગર્ભાશયનો સોજો, દુખાવો, ઋતુનું સાફ ન આવવું અનિયમિત આવવું, ગર્ભ ન રહેવો, સુવારોગ, તાવ, ખાંસી, હાથ પગે ચુંથારો, પિશાબમાં કળતર, (હાથ તથા પગના તળીઆમાં થતી બળતરા ) દાહ, રતવા, માથાનો અને કમ્મરનો દુખાવો, શરીરે ફીકાશ તથા બેચેની વીગેરે દર્દો માટે ઘણીજ અકસીર દવા તેમ કસુવાવડ થતી મટાડી દસ્ત સાફ લાવે છે. બળ, બુદ્ધિ, કાન્તિ તથા શરીરની સુંદરતા વધારનારજ આ દવા જેવી બીજી એકે દવા નથી.

**વાપરવાની રીત**–સવાર સાંજ ચોખાના ધોવણમાં એક એક ગોળી લેવી. કીંમત ડબી ૧ ગોળી ૩૨ ના રૂ ૧)

મળવાનું ઠેકાણું:–
**વૈદ જગન્નાથ જી. દ્વિવેદી**
આયુર્વેદીક ફાર્મસી–નડિઆદ

**એજન્ટ–બુકસેલર**
**સાકરલાલ બુલાખીદાસ**
બાલાહનુમાન પાસે–અમદાવાદ.

# લીવર પીલ્સ

યકૃત, લીવર (બરોલ), જીર્ણજ્વર, અશક્તિ, શરીરની ફીકાશ, પાન્ડુ રોગ, શ્વાસનું ચઢવું વગેરે આ લીવર પીલ્સ થોડા સમયમાં મટાડી શકતી લાવે છે.

શરીરના સોજા, પેટ તથા પેઢાનું દરદ, બરોલ, લીવર, હોજરીનો સોજો તથા દુખાવો એકદમ મટાડે છે. ને શરીરમાં શક્તિ લાવી લાલચોળ બનાવે છે. કીંમત શીશી ૧ નો રૂ. ૧–૦–૦

**વાપરવાની રીત:**–બાળકને સવાર, બપોર, સાંજ અડધી અડધી ગોળી અને મોટા માણસને દીવસમાં ત્રણથી છ ગોળી આપી શકાય છે.

# સાર્વજનીક મીક્ષ્ચર.

અજીર્ણ, ચુંક, બાદી, શરદી, ઉલ્ટી, ઝાડા, મરડો, વાયુ, આફરો ચઢવો, અપચો, તેમજ પેટનાં તમામ દરદો એકજ વખત પાંચ સાત ટીપાં અધોળ પાણીમાં નાખી પીવાથી મટે છે.

જુના ઝાડા, મરડા, સંગ્રહણી વગેરે ઉપર અકસીર કામ કરે છે. નાના બાળકને એક ટીપુ એક ચમચી પાણીમાં પાવાથી લીલા ઝાડા એકજ દિવસમાં મટે છે. કીંમત શીશી ૧ ની રૂ. ૧॥

# ડાએરીઆ પીલ્સ Diarihoea Pills.

## (ઝાડા મરડાની ગોળી)

સંગ્રહણી (ગળતી) માટે અકસીર દવા,

ઓગ્મે પાણી વિકારથી લાગુ પડેલાં દરદ ઝાડા અતિસાર સંગ્રહણી (ગળતી) જુનો મરડો લોહીનો ઝાડો આમ ગ્રહણી તથા આંતરડાંનાં તથા હોજરીનાં દરદોથી રીબાતાં દરદીઓને યકૃત (લીવર) નળબંધ વાયુ, ચુંક, આફરો, શ્વાસનું ચઢવું અશક્તિ મટાડી પાચન ક્રિયા વધારી શરીરમાં તાકાત લાવે છે. વાપરી ખાત્રી કરો.

વાપરવાની રીત—સવાર બપોર અને સાંજ એક એક ગોળી લેવી છોકરાને અડધી અડધી ગોળી પાણી દુધ અગર છાશ સાથે,

**તા. ક:**—આ દરદીએ હલકો ખોરાક છાશ અગર દુધ સાથે લેવાથી ગમે તેવો સંગ્રહણી અસાધ્ય હોય તો પણ મટાડી દે છે. તે ઝાડા તથા મરડા જેવાને માત્ર એકજ દિવસમાં નાબુદ કરે છે. કીંમત શીશી એકનો રૂ ૧॥) પો. જુદુ

# એસેન્ઝોલ

ઘણા ઘણા મોટા ડાકટરો વૈદો અને હકીમોની દવા કરવા છતાં નહીં મટેલા ગમે તેવા જુના ખરજવાને અમારૂં એસેન્ઝોલ એકજ અઠવાડીઆમાં જડ મુળથી નાબુદ કરે છે. ખરજવા માટે એસેન્ઝોલ એ એકજ ઉપાય છે. વાપરવાથી ખાત્રી થશે. સવાર સાંજ બે વખત આંગળી ઉપર લઇ ચોપડવું. જરા ઘસવું ને બીજે દિવસે સવારમાં ધોઇ સાફ કરી ચોપડવું ચોપડયા પછી આંગળી ધોઇ સાફ કરવી. શીશી ૧ નો કીં. ૧-૮-૦ પોસ્ટેજ જુદુ.

તા. ક:-કોવારો તથા ખસ, દાદરને તો માત્ર જલદી નાબુદ કરે છે.

| | |
|---|---|
| મગાવવાનું ઠેકાણું | **એજન્ટ- બુકસેલર** |
| **વૈદ જગન્નાથ જી. દ્વિવેદી** | **સાકરલાલ બુલાખીદાસ.** |
| આયુર્વેદીક ફાર્મસી નડીઆદ | બાલાહનુમાન પાસે **અમદાવાદ** |

# માથાનો મલમ [બામ]

**માથાનો મલમ**-બામ જરા ડબીમાંથી લઈ માથે ઘસવાથી માથું દુખતું, માથાના સણકા, ઝામર વગેરે એકદમ ચોપડતાંની સાથેજ નાબુદ કરી મગજને ઠંડક આપે છે તથા શરીરમાં કોઈપણ ઠેકાણે દુખાવો, સંધીવા કળતર વિગેરે દરદ થયું હોય તો ત્યાં લગાડવાથી તે દરદને એકદમ ત્યાં તે જગ્યાએ અસર કરે છે. સેવન કર... રોગ જડમુળથી કાઢી નાખે છે. કીંમત ડબી એકના આના ... ડઝનના રૂ ૪) ...

**તા. ક.**-માથાનો દુખાવો, શરીરનું અકડાઈ જવું; સંધીવ., ... વિગેરેનો અકસીર ઇલાજ. માંખ તથા વીંછીના ડંખ ઉ... તરત અસર કરે છે.

# ખુન હર્ષ અને દુઝતા મસાનો મલમ

વાઢકાપ, આગ અને અગન કે બળતરા બીજી કોઈપણ જોખમદારી સિવાય માત્ર આ હર્ષનો મલમ ચોપડવાથી જડમુળમાંથી નાબુદ કરે છે. મલમ જરા આંગળી ઉપર લઈ હર્ષ ઉપર દિવસમાં બે ત્રણ વખત ચોપડવાથી તથા જરા ઘસવાથી હર્ષ તદન ચાંથરા જેવા થઇ નાબુદ થશે. કીં. ડબી ૧નો રૂા. ૧-૮-૦

કંઇપણ ઇજા વગર હજારો દરદીઓને આરામ થાય છે.



નડિઆદ સ્ટેશનરોડ પર યુગાન્તર મુદ્રણાલયમાં ર. અં. પંડ્યાએ છાપ્યું.

[illegible]